જૈન સિદ્ધાંત બોલસંગ્રહ વિષે

# મુનિશ્રીઓના અભિપ્રાયો

## (૧)

ભારતભૂષણ શતાવધાની પંડિતવર્ય મુનિશ્રી ૧૦૦૮ રત્નચંદ્રજી મહારાજ તરફથી—

શ્રાવકવર્ગમાં સાહિત્યનો પ્રચાર કરવા માટે સેઠિયાજી શ્રી અગરચંદજી ભૈરોંદાનજીની જે લગન છે તેવી અન્યમાં કવચિત જોવામાં આવે છે.

તેમણે એકેક બોલના ક્રમથી શાસ્ત્રીય વસ્તુઓનું સ્વરૂપ દર્શાવતો "જૈન સિદ્ધાંત બોલસંગ્રહ"નો પહેલો ભાગ તૈયાર કરવામાં જે અથાગ શ્રમ ઉઠાવ્યો છે તે અતિ પ્રશંસાને પાત્ર છે. આ વિભાગના અવલોકન માટે તથા સુધારાવધારા કરવા માટે પં. પૂર્ણચંદ્રજી અજમેર તથા પાલણપુર આવીને આદ્યોપાન્ત વાંચી ગયા હતા.

સંક્ષેપમાં પુસ્તક જૈનદષ્ટિથી ઘણું જ ઉપયોગી છે. જૈનશૈલી તથા જૈનતત્ત્વોને સમજવા માટે જૈન અને જૈનેતર ઉભયને આ પુસ્તક લાભપ્રદ બનશે.

તા. ૩-૭-૪૦ — પં. વસન્તલાલ જૈન
ઘાટકોપર (મુંબઈ)

(૨)

જૈનધર્મદિવાકર, જૈનાગમ રત્નાકર, સાહિત્યરત્ન ઉપાધ્યાય મુનિશ્રી આત્મારામજી મહારાજ (પંજાબી) તરફથી—

શ્રીમાન્ પં શ્યામલાલજી, બી એ પ્રસ્તુત ગ્રંથ બતાવવા અત્રે આવ્યા હતા. મેં તથા મારા પ્રિય શિષ્ય પ હેમચંદ્રજીએ ગ્રથનુ બારીક નિરીક્ષણ કર્યું છે.

આ ગ્રથ અતીવ સુદર પદ્ધતિથી તૈયાર કરવામાં આવ્યો છે આગમો અને અન્ય ગ્રથોમાંથી સગ્રહ કરેલા બોલો ઘણા સરસ અને પ્રભાવશાળી છે, અને હૃદયમાં આનદ ઉત્પન્ન કરે છે. સાધારણ જિજ્ઞાસુ જનતાને આ ગ્રથથી ઘણા સારા જ્ઞાનનો લાભ મળશે. પ્રત્યેક જૈન વિદ્યાલયમા આ ગ્રથ પાઠ્ય પુસ્તક તરીકે રાખવા યોગ્ય છે આ ગ્રથથી જૈન દર્શન સબધી અધિકાશ જ્ઞાતવ્ય બાબતોનુ સહેલાઈથી જ્ઞાન થઈ જાય છે.

શ્રીમાન્ સેઠિયાજીનો તત્ત્વજ્ઞાન સંબધીનો પ્રેમ પ્રશસનીય છે લક્ષ્મી દ્વારા સરસ્વતીની ઉપાસના કરવામા સેઠિયાજી હમેશા તૈયાર રહેલ છે આ ગ્રંથ પ્રકાશિત કરવાનો સેઠિયાજીનો ઉદ્યમ અનુમોદનને પાત્ર છે.

લુધિયાણા (પંજાબ) જૈનમુનિ ઉપાધ્યાય આત્મારામ
તા. ૨૭-૬-૧૯૪૦ (પંજાબી)

# પ્રસ્તાવના

સામાન્ય માણસને પણ સહેલાઈથી જૈન સિદ્ધાંતો અને તત્ત્વોનું જ્ઞાન થાય એવી સરળ ભાષા સાથેની આ પુસ્તકની રચના છે. ઉપરાંત જૈન પારિભાષિક શબ્દોની વ્યાખ્યા અને સમજણ મળે તેવી રીતે આ પુસ્તકની અનુક્રમણિકા બનાવેલી છે. એ પ્રમાણે આ પુસ્તકની ખાસ ઉપયોગિતા છે.

શ્રી ભૈરોદાનજી સેઠિયાએ જૈન સૂત્રો તેમજ બીજાં પુસ્તકોમાંથી દરેક ઉપયોગી વિષયને ચૂંટી કાઢી તેને તેની સંખ્યાના બોલ પ્રમાણે ગોઠવીને મૂકેલ છે. એ રીતે વાચકને સમજવાની ઘણી સરળતા થાય છે. અને દરેક બોલ જે જે સૂત્ર કે પુસ્તકમાંથી લીધેલ હોય અથવા તે બોલનો ઉલ્લેખ જે સૂત્ર કે પુસ્તકમાં આવતો હોય તેનાં નામ, અધ્યયન, શ્લોક વગેરેના આંક સહિત આધાર ટાંકીને પુસ્તકને સંપૂર્ણ આધારભૂત બનાવેલ છે.

મૂળ પુસ્તકના પહેલા ભાગમાં પાંચની સંખ્યાના બોલ સુધી આપેલ છે, પરંતુ ગુજરાતીમાં આ પુસ્તકનું કદ વધી જવાથી આ પુસ્તકમાં ચારની સંખ્યાના બોલ સુધી જ આપેલ છે. પાંચની સંખ્યાના બોલ હવે પછીના બીજા ભાગમા આવશે.

મૂળ હિંદી જૈન સિદ્ધાંત બોલસંગ્રહના બધા ભાગના અનુવાદ આ પ્રમાણે જ એક પછી એક છાપી પ્રગટ કરવામા આવશે. તે પૂરું છપાઈ જશે ત્યારે તેની સળંગ બધા ભાગની એક શબ્દાનુક્રમણિકા આપવામાં આવશે, કે જેથી એક જ વિષય કે એક જ શબ્દ જુદા-

જુદા નંબરના બોલમાં આવેલ હોય તે દરેક ઠેકાણે જોઈ જવાની વાચકને સરળતા રહેશે.

સેઠિયાજીએ તેમના હિંદી જૈન સિદ્ધાંત બોલસંગ્રહનાં પુસ્તકોનો અનુવાદ કરવાની અમને મંજૂરી આપવા માટે અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

**જૈન સિદ્ધાંત સભા**

# આમુખ

શ્રી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ ભા. ૧ લો શ્રીમાન ભૈરોંદાનજી સેઠિયા તરફથી મૂળ હિંદીમાં પ્રકાશિત થયેલ છે. થોડા સમયમાં તેની દ્વિતીયાવૃત્તિ પ્રકાશિત થઈ છે તે જ હિંદી જૈન સમાજમાં તેનાં આદર અને ઉપયોગિતા સિદ્ધ કરે છે.

અનાદિ કાળથી ભ્રમણ કરતા આત્માને ક્રમિક વિકાસ દ્વારા નિર્વાણપદની પ્રાપ્તિ માટે શ્રુતજ્ઞાન-આગમજ્ઞાન એક અમોઘ સાધન છે. તે શ્રુતજ્ઞાન પદાર્થમાત્રનું પ્રકાશન કરે છે, અને અજ્ઞાનરૂપી ગાઢ અંધકારનો નાશ કરે છે. અવિરત પ્રકાશ પાથરી રહેલા આ આગમરૂપી જ્ઞાનરત્નોમાંથી થોડાં રત્નો ચૂંટી કાઢી અત્રે એકત્રિત કર્યાં છે. તે પુષ્પોનાં સૌંદર્ય અને સુરભિનું પાન કરનાર વાચકબંધુ અદ્વિતીય આત્માનંદનો અનુભવ કરી શકશે એવી હું આશા રાખું છું.

લેખકના મૂળ સર્જનને નૂતન કપડાં પહેરાવી ગુજરાતી ભાષામાં રજૂ કરતાં કોઈ કોઈ જગ્યાએ સુધારો-વધારો કરવાની આવશ્યકતા લાગી છે તે પ્રમાણે મેં કરેલ છે. તે ઉપરાંત કોઈ શંકાસ્પદ વિષયો માટે શ્રીમાન સેઠિયાજી સાહેબ સાથે પત્રવ્યવહાર પણ કર્યો હતો. તેમના તરફથી શીઘ્રતાપૂર્વક પ્રત્યુત્તરો મળેલા છે, તેને માટે હું તેમનો આભાર પ્રદર્શિત કરવાની આ તક લઉં છું.

ભાષાંતરકાર્યના આ પ્રયાસમાં મને મારા વડીલ બંધુશ્રી નગીનદાસભાઈ તરફથી મળેલ મધુર પ્રેરણા હમેશાં સ્મૃતિમા રહેશે.

પૂરતી કાળજી રાખવા છતા આ ગ્રંથમા કોઈ ત્રુટિ રહી ગઈ હોય તેનો વાચકગણ નિર્દેશ કરશે તો યોગ્ય સુધારો થઈ શકશે.

દિલ્હી, ૧૮-૧૧-૧૯૫૧ — શેઠ ભીખાલાલ ગિરધરલાલ

# અનુક્રમણિકા

# અકારાદ્યનુક્રમણિકા

## અ

## આ

## ઈ

## ઊ

## ઋ



## એ



## ઔ



## ક

## ઘ



## ચ

## છ



## જ



## ત

## ઘ



## ચ

## છ



## જ



## ત

## બ



## ભ

## સ

### શ્રીમાન્ ધર્મભૂષણ દાનવીર

# શેઠશ્રી ભૈરોંદાનજી સેઠિયા

### નું સંક્ષિપ્ત જીવનચરિત્ર

**પુણ્યાનુબંધી** પુણ્યપ્રાપ્ત આત્મા સંસારમાં અનેકવિધ ભોગ-સામગ્રી મળવા છતાં તેમાં લુબ્ધ ન થતાં, સંસારમાં રહીને પણ તેનાથી અલિપ્ત રહે છે, અને પોતાના પુણ્યયોગથી મળેલ ધન, વૈભવ, ઐશ્વર્ય આદિ સર્વ સામગ્રીનો, સંસારમાં પરિભ્રમણ કરતા અનેક દીન-હીન આત્માઓને સહાય કરવામાં ઉપયોગ કરે છે.

ધર્મભૂષણ દાનવીર શેઠસાહેબ શ્રી ભૈરોંદાનજી સેઠિયાનું જીવન પણ એવી જ ઉચ્ચ કોટિનું છે. તેઓશ્રીએ ધાર્મિક કાર્યોમાં કેવળ દ્રવ્ય અર્પીને જ સંતોષ માન્યો નથી, પરંતુ પોતાની વૃદ્ધાવસ્થામાં પણ પરિશ્રમ ઉઠાવી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ ભાગ ૮ આદિ પુસ્તકો તૈયાર કરાવ્યા છે અને એ રીતે તન અને મનનો પણ એટલો જ સહયોગ આપ્યો છે લગભગ ૮૩ વર્ષ જેવડી ઉમરે જ્યારે શરીર એકદમ શિથિલ બની જાય છે ત્યારે આવો પરિશ્રમ ઉઠાવવો તે ખરેખર અદ્ભુત છે—પરંતુ નહિ, જેનો આત્મા પ્રબળ અને સુસંસ્કારોથી વિભૂષિત છે તેને માટે કાંઈ જ અદ્ભુત નથી.

અનાદિ કાળના પુદ્ગળ સાથેના ગાઢ અને નિબિડ સંયોગને લઈને આત્મા સ્વભાવ ભૂલી જઈ, પર દ્રવ્યથી વિકૃત બની પૌદ્ગલિક સુખને જ સાચું સુખ માની તેમાં રાચવા માંડે છે, અને જેમજેમ લક્ષ્મી વધતી જાય છે તેમતેમ ભોગોપભોગની સામગ્રી પણ વધતી જાય છે, પરિગ્રહની વૃદ્ધિ થાય છે પરંતુ શેઠસાહેબનું આદર્શ જીવન

સેઠિયા ઍન્ડ સન્સ નામે દુકાન ખોલી, જે તેમણે પોતાના બીજા પુત્ર શ્રી જ્ઞાનમલજીને સોંપી દીધી છે દુકાન પછવાડે તેને જોડાયેલી હવેલી પણ છે આ દુકાન અત્યારે પણ તે જ નામથી ચાલે છે

શેઠસાહેબે કેવળ ધન કમાવાનું જ કામ કર્યું નથી તેઓશ્રી સમય સમય પર સત્કાર્યોમાં ઉદારતાપૂર્વક ખર્ચ પણ કરતા રહ્યા છે સં ૧૯૭૦મા બિકાનેરમા તેઓશ્રીએ નિશાળ ચાલુ કરી, જેમા છોકરાઓને વ્યાવહારિક શિક્ષા ઉપરાંત ધાર્મિક શિક્ષણ પણ અપાતુ તે પહેલા તેમણે શાસ્ત્રભંડારનું કામ શરૂ કર્યું હતું

શેઠસાહેબ તથા તેમના બંધુ શ્રી અગરચંદજી સાહેબે મળી "અગરચંદ ભૈરોદાન સેઠિયા જૈન પારમાર્થિક સંસ્થાઓ" સ્થાપવાનો નિશ્ચય કર્યો, પરંતુ દુર્ભાગ્યે ત્યાર બાદ થોડા દિવસોમા શ્રી અગરચંદજી સાહેબનો સ્વર્ગવાસ થયો તેથી શેઠ ભૈરોદાનજી તથા તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રી જેઠમલજી સાહેબ, જે શ્રી અગરચંદજી સાહેબને ખોળે ગયા છે, એ બન્ને આ સંસ્થાઓ ચલાવી રહ્યા છે. સંસ્થાઓમા પાંચ લાખની સ્થાવર જંગમ મિલકત છે, અને રજિસ્ટર થયેલી છે.

આ સંસ્થાની મિલકતના વ્યાજ અને મકાનભાડાની આવકમાથી ધર્મશાસ્ત્ર, હિંદી, સંસ્કૃતાદિ શિક્ષણ, ગ્રંથાલય અને પ્રકાશન-વિભાગ આદિ ચાલે છે આ સંસ્થાના વિભિન્ન વિભાગો દ્વારા ગત ૩૫ વર્ષોથી સમાજમા શિક્ષા અને ધર્મપ્રચારના જે કાર્યો થયા છે તે અતિ મહત્ત્વપૂર્ણ અને પ્રશંસાને લાયક છે

સં ૧૯૭૯મા શેઠસાહેબના પુત્ર ઉદયચંદજીનું અસામયિક દેહાન્ત થતા, શેઠજીના મન ઉપર સંસારની અસારતાની ઊંડી અસર થઈ વ્યાપારાદિથી તેમનું મન હટી ગયું કલકત્તાનો વિસ્તૃત વ્યાપાર

મોકલી શેઠજી બિકાનેર આવ્યા. ત્યાં આવી પારમાર્થિક સંસ્થાઓનું કાર્ય તેમણે હાથમાં લીધું અને તેની ઉન્નતિ માટે તેમણે પોતાની બધી શક્તિનો વ્યય કર્યો.

ધાર્મિક જ્ઞાનની વૃદ્ધિ માટે તેમને આ સુયોગ લાગ્યો. તેઓશ્રીએ થોકડા, બોલ અને સ્તવનોનો સ્વયં સંગ્રહ કર્યો અને તેને પ્રકાશિત કર્યાં. તે ઉપરાત અન્ય પુસ્તકો પણ પ્રકાશિત કર્યાં. સં. ૧૯૯૪મા તેઓશ્રીએ "શ્રી જ્ઞાનોપદેશ એકાવની" રચી, જે સં. ૧૯૯૮મા પ્રકાશિત કરી.

શ્રી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ ભા. ૧ સં. ૧૯૯૬માં તૈયાર કરાવ્યો. સં. ૧૯૯૭માં એક "પુસ્તક-પ્રકાશન-સમિતિ" બનાવી.

તે ઉપરાંત વૃદ્ધાવસ્થામાં પણ નિરંતર ખૂબ પરિશ્રમ ઉઠાવી શેઠશ્રીએ જૈન સિદ્ધાંત બોલસંગ્રહના આઠ ભાગ, સોળ સતી આર્હત પ્રવચન અને જૈન-દર્શન ગ્રંથ તૈયાર કરાવ્યા દશવૈકાલિક સૂત્ર, ઉત્તરાધ્યયન સૂત્ર, આચારાંગ સૂત્રાદિ મૂળ, શબ્દાર્થ, ભાવાર્થ સહિત પ્રકાશિત કરાવ્યા શેઠશ્રી તરફથી કુલ ૧૧૧ પુસ્તકો પ્રકાશિત થયાં છે.

સન ૧૯૨૬મા અખિલ ભારતવર્ષીય સ્થા. જૈન કૉન્ફ ના સાતમા અધિવેશનના સભાપતિ તરીકે શેઠજીની ચૂંટણી થઇ, અને તે પદને તેમણે ખૂબ દીપાવ્યું. તેમની દાનશીલતાના પ્રભાવથી અધિવેશનમાં એક લાખથી અધિક રૂપિયાનું ફંડ થયુ.

શેઠજી લગભગ દશ વર્ષ સુધી બિકાનેર મ્યુનિસિપલ બોર્ડના કમિશ્નર રહ્યા. સન્ ૧૯૨૯માં સૌથી પહેલા જનતા તરફથી બોર્ડના વાઇસ પ્રેસીડન્ટ ચૂંટાયા. સન્ ૧૯૩૧મા બિકાનેર રાજ્યે શેઠજીને

ઑનરરી મૅજિસ્ટ્રેટ બનાવ્યા. લગભગ બે વર્ષ ઉપર શેઠજીએ મૅજિસ્ટ્રેટ તરીકે કામ કર્યું શેઠજીના ફેસલા વિરુદ્ધ પ્રાયઃ અપીલો થઈ નથી, અને એકબે જે થયા છે તેમાં એપેલેટ કોર્ટે શેઠજીનું જજમેન્ટ મંજૂર રાખ્યું હતું આથી શેઠજીની નીરક્ષીર વિવેકવાળી ન્યાયબુદ્ધિનો ખ્યાલ આવી શકશે. તેઓશ્રી બિકાનેર લેજિસ્લેટીવ એસેમ્બ્લીના મેમ્બર પણ ચૂંટાયા હતા.

સન્ ૧૯૩૦માં ઊનની ગાંઠો બનાવવાનું એક પ્રેસ બિકાનેરમાં શેઠજીએ ખરીદ્યું. શેઠજીએ બિકાનેરના ઊનના વ્યાપારીઓને ઘણી મદદ કરી અને પ્રેસનું કામ ખૂબ ખીલવ્યું. ત્યાર બાદ શેઠજીએ Wool Burning Factory ખરીદી આજે આ પ્રેસમાં ઊનની હજાર ગાંઠો બંધાય છે અને અમેરિકા, લિવરપુલ વગેરે જગ્યાએ જાય છે.

આ પ્રેસમાં શેઠજીની પરોપકાર-ભાવનાના ફળસ્વરૂપ ગાય-ઘોડાને ઘાસ, કબૂતરોને ચણ, હોમિયોપેથિક અને આયુર્વેદિક દવાઓ માટે તથા સાધારણ સહાયતા આદિ માટે પૃથક્ પૃથક્ ફંડ બનાવ્યાં છે અને દરેકમાં જુદીજુદી રકમ જમા કરાવેલી છે. તે રકમના વ્યાજમાંથી ઉપરોક્ત સર્વે કાર્ય નિયમિત ચાલે છે.

આ પ્રેસ શેઠજીએ તેમના સુપુત્રો શ્રી સહરચંદજી, જુગરાજજી અને જ્ઞાનપાલજીને સુપ્રત કર્યું છે, અને પોતે વ્યાપારથી સર્વથા નિવૃત્ત થઈ ધર્મધ્યાનમાં જ સંલગ્ન છે. છેલ્લાં ૧૧ વર્ષથી ધાર્મિક સાહિત્ય વાંચવાં, સાંભળવા અને તૈયાર કરાવવાં તે જ તેમનો વ્યવસાય છે.

પરિવારની દૃષ્ટિથી શેઠસાહેબ ભાગ્યશાળી છે. તેમને પાંચ પુત્રો છે. સર્વે સુશિક્ષિત છે, અને શેઠજીના આજ્ઞાનુવર્તી છે. બધા

ભાઈઓમાં પરસ્પર પ્રેમ છે. શેઠજીને પૌત્ર, પ્રપૌત્ર, પૌત્રી અને પ્રપૌત્રી વગેરે વિશાળ પરિવાર છે.

શેઠજી સફળ વ્યાપારી, સમાજ અને રાજ્યમાં પ્રતિષ્ઠાપ્રાપ્ત, અને દાનવીર અને પરોપકારપરાયણ છે. ધર્મ અને પરોપકારના કાર્યમાં શેઠજીએ કેવળ ધન જ આપ્યું છે એટલું જ નહિ, પણ તન અને મન પણ અર્પ્યાં છે.

શિશુ અવસ્થામાં માતા અને બહેન પાસેથી અને ધર્મસ્થાનમાંથી સુશિક્ષણ પ્રાપ્ત કરી, શેઠજી સંસારમાં રહેવા છતાં સદા તેમની વૃત્તિ ધાર્મિક રહી છે. સાંસારિક વૈભવમાં જળકમળવત્ નિર્લિપ્ત રહી તેમણે ધર્મચંદ્રજીના પુત્ર હોવાનું નામથી નહિ, પરન્તુ કર્મથી સિદ્ધ કરી બતાવ્યું.

શેઠજીએ બાલ્યાવસ્થામાં જ કેવળચંદ્રજી મહારાજ પાસે ધર્મશ્રદ્ધા ગ્રહણ કરી અને કંદમૂળનો જાવજ્જીવ ત્યાગ કર્યો. તેઓશ્રી ગુણના જ પૂજારી છે. પાંચ મહાવ્રતધારી નિર્મળ આચારવાળા સર્વે સાધુ તેમને માટે વંદનીય છે. શેઠજી ચહા, ભાંગ, તમાકુ અને અફીણનું સેવન કરતા નથી અને સાત વ્યસનોનો ત્યાગ છે. રાત્રી-ભોજનનો પણ ત્યાગ છે. ચૂલાની મર્યાદા તો ઘણાં વર્ષોથી છે.

શેઠજીએ શ્રાવકનાં બાર વ્રત ધારણ કર્યાં છે, અને જીવનનાં પાછલાં વર્ષોમાં સપત્નીક શીલવ્રત પણ ધારણ કરેલ છે. સં. ૨૦૦૫માં તેમણે નિમ્ન ત્યાગ કર્યો છે:—

૧. તેઓશ્રીના નિવાસસ્થાન બિકાનેરથી એક કોસ ઉપરાંત ચારે દિશાઓમાં સ્વેચ્છાપૂર્વક જવાનો ત્યાગ.

૨. સ્વયં વ્યાપાર-ધંધા કરવાનો ત્યાગ.

શ્રી

# જૈન સિદ્ધાંત

## બોલસંગ્રહ

ભાગ ૧ લો

એકની સંખ્યાથી
ચારની સંખ્યા
સુધીના બોલનો
સંગ્રહ

श्री महावीराय नमः

# श्री

# જૈન સિદ્ધાંત

## બોલસંગ્રહ

### ભાગ ૧ લો

### મંગલાચરણ

जयइ जग जीव जोणी वियाणओ, जगगुरु जगाणंदो।
जगणाहो जगबन्धू जयइ जगपियामहो भगवन् ॥१॥
जयइ सुआण पभवो, तित्थयराण अपच्छिमो जयई।
जयइ गुरु लोगाण जयइ महप्पा महावीरो ॥२॥

—श्री नन्दी सूत्र

ભાવાર્થ—સંપૂર્ણ સંસાર તથા ઉત્પત્તિના સ્થાનને જાણનાર, જગતના ગુરુ, જગતને આધ્યાત્મિક આનંદ અર્પનાર, જગતના નાથ, જગતના બંધુ, જગતના તાત,—૧

બાર સૂત્રો રૂપ વાણીના પ્રગટ કરનારા, તીર્થંકરોમાં અંતિમ તીર્થંકર અને ત્રિલોકના ગુરુ એવા તીર્થંકર ભગવાન મહાત્મા શ્રી મહાવીર સ્વામી સદા વિજયવંત રહો.—૨

तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथः
तुभ्यं नमः क्षिति तलामल भूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वरायः
तुभ्यं नमो जिन भवोदधि शोषणाय ॥

—શ્રી ભક્તામર સ્તોત્ર

થાઓ મારાં નમન તમને, દુઃખને કાપનારા,
થાઓ મારાં નમન તમને, ભૂમિ શોભાવનારા,
થાઓ મારાં નમન તમને, આપ દેવાધિદેવ,
થાઓ મારાં નમન તમને, સંસૃતિ કાળ જેવા!

ભાવાર્થ—હે નાથ! ત્રણ જગતની પીડાને હરણ કરનાર! આપને મારા નમસ્કાર હો! પૃથ્વીના તળ ઉપર નિર્મળ ભૂષણરૂપ આપને મારા નમસ્કાર હો! ત્રિલોકના પરમેશ્વર એવા આપને મારા નમસ્કાર હો! હે જિન! આ સંસાર રૂપ સાગરને શોષણ કરનાર આપને મારા નમસ્કાર હો!

अनुष्टुप वृत्तम्

मंगलं भगवान वीरो,
मंगलं गौतम प्रभुः ।
मंगलं स्थूलिभद्राद्या,
जैन धर्मोस्तु मंगलम् ॥

नाभेयाद्या जिना सर्वे,
भ र ता द्या श्च क्रि णः ।
कुर्वन्तु मंगलं सर्वे,
विष्णवः प्रतिविष्णवः ॥

नाभि सिद्धार्थ भूपाद्या,
जिनानां पितरः समे ।
पालिताऽखंड साम्राज्या,
जनयन्तु जय मम ॥

मरुदेवी त्रिशलाद्या,
विख्याता जिन मातरः ।
त्रिजगज्जनिता नंदा,
मंगलाय भवन्तु मे ॥

અનુષ્ટુપ છંદ

સદા મંગળ શ્રી વીર,
મંગળ પ્રભુ ગૌતમ,
મંગળ સ્થૂળિભદ્રાદિ,
જૈન ધર્મ હો મંગળ.

ઋષભાદિ જિનો સર્વે,
ને ભરતાદિ ચક્રિયો,
આ સૌ મંગળના કર્તા
વિષ્ણુ ને પ્રતિવિષ્ણુઓ.

નાભિથી નૃપ સિદ્ધાર્થ,
ચોવીસે જિનના પિતા,
પાળ્યું અખંડ સામ્રાજ્ય,
મારું કલ્યાણ તે કરો

ત્રિશલા મરુદેવાથી,
છે ખ્યાતિ જિન માતની,
ત્રિ જગે આનંદદાતા,
તે મને મંગળ થજો.

श्री पुंडरीकेन्द्र भूतिश्च,
प्रमुखो गणधारिणः ।
श्रुत केवलिनोऽन्येऽपि,
मंगलानि दिशन्तु मे ॥

પુંડરીકેન્દ્ર ભૂતિ જે,
મુખ્ય ગણધરો થયા,
શ્રુત કેવળી ને બીજા,
તે મારાં મંગળ થજો.

ब्राह्मी चंदन बालाद्या,
महासत्यो महत्तराः ।
अखंड शील लीलाद्या,
यच्छन्तु मम मंगलं ॥

બ્રાહ્મીથી ચંદના દેવી
મહાન્ મુખ્યા મહામતી,
શીલ પાળ્યું અખંડિત,
આપો મંગળ તે મને.

चक्रेश्वरी सिद्धायिका,
मुख्या शासन देवताः ।
सम्यग् विघ्नहरा नित्यं,
रचयन्तु जयश्रियम् ॥

ચક્રેશ્વરી અને સિદ્ધા,
મુખ્ય શાસન દેવતા,
વિઘ્નો હરિ સર્વે નિત્ય,
આપો શ્રી જય સંપદા.

मुख्याः कंदर्पि मातंग,
यक्षा विख्यात विक्रमाः ।
जैन विघ्नहरा सदा,
दिशन्तु मंगलानि मे ॥

મુખ્ય કંદર્પિ માતંગ
યક્ષો એ સૌ પરાક્રમી,
જૈન-વિઘ્નો સદા કાપે,
તે મારાં મંગળ હજો.

# એકની સંખ્યાના બોલ

(બોલ નં. ૧ થી ૬ સુધી)

## ૧–આત્મા

જે હમેશા જ્ઞાનાદિ પર્યાયોથી યુક્ત છે તે આત્મા સર્વે જીવોનું ઉપયોગ અને ચૈતન્ય-લક્ષણ એક જ પ્રકારે છે તેથી સંગ્રહનયથી આત્મા એક જ કહેલ છે

–ઠાણાંગ ૧ સૂત્ર ૨

## ૨–સમ્યક્ત્વ

સર્વજ્ઞ શ્રી કેવળી ભગવાને પ્રરૂપેલ પારમાર્થિક જીવાદિની શ્રદ્ધા કરવી તે સમ્યક્ત્વ છે. સમ્યક્ત્વના અનેક ભેદ છે, જેવા કે:

> एगविह दुविह तिविह चउहा पंचविह दसविहं सम्मं
> दव्वाई कारगाई, उवसम भेएहिं वा सम्मं ॥ १॥

–પ્રવચન સારોદ્ધાર ગાથા ૯૪૨

ભાવાર્થ–દ્રવ્ય, કારક, ઉપશમ વગેરેના ભેદથી સમ્યક્ત્વના એક, બે, ત્રણ, ચાર, પાંચ તથા દશ ભેદ થાય છે. (તેનો વિસ્તાર આગળ ) જુઓ બોલ ન ૧૦,

તત્ત્વાર્થ સૂત્ર અધ્ય –૧, પ્રચારક અધિકાર-૧

## ૩—દંડ

જેનાથી જીવની હિંસા થાય તેને દંડ કહે છે. દંડ બે પ્રકારના છે: દ્રવ્ય અને ભાવ. લાકડી, શસ્ત્ર આદિ દ્રવ્યદંડ છે, માઠી રીતે પ્રવર્તાવેલ મન, વચન, કાયા ભાવદંડ છે.

## ૪—જંબુદ્વીપ

તિર્યક લોકમાં અસંખ્યાત દ્વીપ અને સમુદ્રની મધ્યમાં આવેલો સૌથી નાનો જંબુદ્વીપ છે, જેની બરાબર મધ્યમાં (કેન્દ્રસ્થાને) સુશોભિત મેરુ પર્વત આવેલો છે. આ જંબુદ્વીપમાં ભારત, ઐરાવત અને મહાવિદેહ એ ત્રણ કર્મભૂમિ, અને હેમવય, હૈરણ્યવય, હરિવર્ષ, રમ્યકવર્ષ, દેવકુરુ, ઉત્તરકુરુ એ છ અકર્મભૂમિ છે. તેની પરિધિ ૩૧૬૨૨૭ યોજન, ૩ ગાઉ, ૧૨૮ ધનુષ્ય અને ૧૩½ આંગળથી થોડીક અધિક છે.

—ઠાણાંગ ૧, સૂત્ર ૫૨.
સભાષ્ય તત્ત્વાર્થ સૂત્ર અધ્ય.-૨

## ૫—પ્રદેશ

સ્કંધ અથવા દેશ સાથે જોડાયેલ દ્રવ્યનો સૌથી નાનો વિભાગ (જેના બે ખંડ થઈ ન શકે) તેને પ્રદેશ કહે છે.

—ઠાણાંગ ૧, સૂત્ર ૪૫

## ૬—પરમાણુ

સ્કંધ અથવા દેશથી જુદા પડેલ પુદ્ગલનો અતિ સૂક્ષ્મ (નિરંશ) ભાગ પરમાણુ કહેવાય છે.

# શ્રી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ

## ભાગ ૧ લો

## બેની સંખ્યાના બોલ

(બોલ ન. ૭ થી ૬૧ સુધી)

सुयस्स आराहणयाइ णं भन्ते जीवे किं जणयइ।
अन्नाण खवेइ न य संकिलिस्सइ ॥२४॥

ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯ ૨૪

ભાવાર્થ—હે પૂજ્ય! સૂત્રસિદ્ધાંતની આરાધનાથી જીવ શું પામે છે? સૂત્રની આરાધનાથી અજ્ઞાન દૂર થાય છે અને તેથી તે જીવ કોઈ સ્થાને ક્લેશ પામતો નથી

सज्झाएण भन्ते जीवे किं जणयइ।
नाणावरणिज्जं कम्मं खवेइ ॥१८॥

ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯ ૧૮

ભાવાર્થ—હે પૂજ્ય! સ્વાધ્યાયથી જીવ શું પ્રાપ્ત કરે? સ્વાધ્યાયથી [illegible]વરણીય કર્મને ખપાવે છે

## ૭–રાશિના બે ભેદ

વસ્તુના સમૂહને રાશિ કહે છે. રાશિના બે ભેદ છે: ૧. જીવ-રાશિ ૨. અજીવ રાશિ.

–સમવાયાંગ ૧૪૯

## ૮–જીવના બે ભેદ

જે ચૈતન્યયુક્ત છે અને દ્રવ્ય અને ભાવપ્રાણવાળો છે તેને જીવ કહે છે. તેના બે ભેદ છે:

૧. સંસારી, ૨. સિદ્ધ.

૧. સંસારી–કર્મોના ચક્રમાં ફસાયેલ જે જીવ ચાર ગતિ અને ચોવીસ દંડકમાં પરિભ્રમણ કરે છે તે સંસારી જીવ કહેવાય છે.

૨. સિદ્ધ–સર્વે કર્મોનો ક્ષય કરી જન્મમરણરૂપ સંસારથી મુક્ત થયેલ છે તેને સિદ્ધ કહે છે. સિદ્ધોમાં કેવળ ભાવપ્રાણ હોય છે.

–ઠાણાંગ સૂત્ર ૧૦૧, તત્ત્વાર્થ સૂત્ર અ૦ ૨, સૂ-૧૦

*સંસારી જીવના નવ પ્રકારે બબ્બે ભેદ આ પ્રમાણે કહેલા છે:*

૧. ત્રસ, સ્થાવર
૨. સૂક્ષ્મ, બાદર
૩. પર્યાપ્તક, અપર્યાપ્તક
૪. સંજ્ઞી, અસંજ્ઞી
૫. પરિત્ત (અલ્પ) સંસારી, અનંત સંસારી
૬. સુલભ બોધિ, દુર્લભ બોધિ
૭. કૃષ્ણપક્ષી, શુક્લપક્ષી
૮. ભવ સિદ્ધિક, અભવ સિદ્ધિક
૯. આહારક, અનાહારક

ત્રસ–ત્રસ નામ કર્મના ઉદયથી હાલતાચાલતા જીવોને ત્રસ કહે છે અગ્નિ અને વાયુ પણ ગતિની અપેક્ષાએ ત્રસ મનાય છે

સ્થાવર–સ્થાવર નામ કર્મના ઉદયથી જે જીવ પૃથ્વી, પાણી આદિ એકેન્દ્રિયમા જન્મ લે તેને સ્થાવર કહે છે

સૂક્ષ્મ–સૂક્ષ્મ નામ કર્મના ઉદયથી જે જીવોના શરીર અતિસૂક્ષ્મ અર્થાત્ ચર્મચક્ષુથી ન જોઈ શકાય તેને સૂક્ષ્મ કહે છે

બાદર–બાદર નામ કર્મના ઉદયથી અર્થાત્ સ્થૂલ શરીરવાળા જીવ બાદર કહેવાય છે ઠાણાગ ૨ સૂત્ર ૭૩

પર્યાપ્તક–જે જીવોમા જેટલી પર્યાયો (પ્રજા) સભવિત હોય તે જીવ તેટલી પર્યાય પૂરી કરી લે તેને પર્યાપ્તક કહે છે એકેન્દ્રિય જીવ ચાર પર્યાપ્તિ (આહાર, શરીર, ઇન્દ્રિય અને શ્વાસોશ્વાસ) પૂરી કરવાથી, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચતુરિન્દ્રિય અને અસંજ્ઞી પચેન્દ્રિય જીવ પાચ પર્યાપ્તિ (આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા) પૂરી કરવાથી અને સજ્ઞી પચેન્દ્રિય છ પર્યાપ્તિ (ઉપર્યુક્ત પાચ અને છઠ્ઠું મન) પૂરી કરવાથી પર્યાપ્તક કહેવાય છે

અપર્યાપ્તક–જે જીવને જેટલી પર્યાયો સંભવિત હોય તે પૂરી કર્યા પહેલા તેને અપર્યાપ્તક કહે છે

જીવ જઘન્ય ત્રણ પર્યાપ્તિ–(૧) આહાર (૨) શરીર (૩) ઇન્દ્રિય–પૂરી કર્યા પછી અને ચોથી શ્વાસોચ્છ્વાસ પૂરી કર્યા પહેલા મૃત્યુ પામે છે જીવ પરભવનું આયુષ્ય બાધીને જ મૃત્યુ પામે છે, અને ઉપરોક્ત પહેલી ત્રણ પર્યાપ્તિ પૂરી કરી હોય તે જીવોને જ આયુષ્યનો બધ પડી શકે છે ઠાણાગ ૨ સૂત્ર ૭૪

**સંજ્ઞી**–જે જીવને મન હોય તે સંજ્ઞી કહેવાય છે. સંજ્ઞી જીવો માતાપિતાના સંયોગથી જ પેદા થાય છે.

**અસંજ્ઞી**–જે જીવોને મન હોતું નથી તે અસંજ્ઞી છે તે જીવો માતાપિતાના સંયોગની અપેક્ષા વિના પેદા થાય છે.

**પરિત્ત સંસારી**–જે જીવોના ભવો પરિમિત થઈ ગયા છે તે જીવો પરિત્ત સંસારી કહેવાય છે ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્તન જેટલા કાળની અંદર મોક્ષ જનાર જીવ પરિત્ત (અલ્પ) સંસારી છે

**અનંત સંસારી**–જે જીવો અનંત કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરતા રહેશે, અર્થાત્ જે જીવોના ભવોની સંખ્યા સીમિત થઈ નથી તે અનંત સંસારી છે તેની ગાથા—

जे पुण गुरुपडिणीया बहुमोहा, ससबला कुसीलाय ।
असमाहिणा मरंति उ, ते हुं ति अणंत संसारी ॥१॥

—આતુર પ્રત્યાખ્યાન પયન્ના

ભાવાર્થ–ગુરુના અવર્ણવાદ બોલી પ્રતિકૂળ આચરણ કરનાર, બહુ મોહવાળા, સબલદોષવાળા, કુશીલ અને અસમાધિ મરણથી મરવાવાળા જીવ અનંત સંસારી છે —ઠાણાંગ ૨. સૂત્ર ૭૯

**સુલભ બોધિ**–પરભવમાં જે જીવોને જૈન ધર્મની પ્રાપ્તિ સુલભ હોય તેને સુલભ બોધિ કહે છે

**દુર્લભ બોધિ**–જે જીવોને જૈન ધર્મ દુષ્પ્રાપ્ય હોય તેને દુર્લભ બોધિ કહે છે —ઠાણાંગ ૨ સૂત્ર ૭૯

કૃષ્ણપક્ષી—જે જીવોને અર્ધપુદ્ગલ પરાવર્તન કાળથી અધિક કાળ સસાર પરિભ્રમણ કરવાનો બાકી છે તેને કૃષ્ણપક્ષી કહે છે

શુકલપક્ષી જે જીવોનુ સંસાર પરિભ્રમણ અર્ધપુદ્ગલ પરાવર્તન અથવા એથી ઓછા કાળનું બાકી રહ્યુ હાય તેને શુક્લપક્ષી કહે છે

ભવસિદ્ધિક—જે જીવોમા મોક્ષ પ્રાપ્ત કરવાની યોગ્યતા હોય તેને ભવસિદ્ધિક કહે છે

અભવ સિદ્ધિક—જે જીવોમા મોક્ષ પ્રાપ્ત કરવાની યોગ્યતા ન હોય તે અભવ સિદ્ધિક, અભવ્ય અથવા અભવિ છે

—ઠાણાગ ૨ સૂત્ર ૭૯

આહારક—જે જીવો સચિત્ત, અચિત્ત અને મિશ્ર અથવા ઓજમ, લોમ અને કવલ આહારમાથી કોઇ પ્રકારનો આહાર કરે તે જીવો આહારક કહેવાય છે

અનાહારક—જે જીવો કોઈ પણ પ્રકારનો આહાર કરતા નથી તે જીવો અનાહારક છે

વિગ્રહગતિમા રહેલા જીવો, કેવળી સમુદ્ઘાત કરનાર અને ચૌદમા ગુણસ્થાનવર્તી તથા સિદ્ધ ભગવત એ ચારે અનાહારક છે કેવળી સમુદ્ઘાતના આઠ સમયના વચ્ચતમાથી ત્રીજા ચોથા અને પાચમા સમયમા જીવ અનાહારક રહે છે —ઠાણાંગ ૨ સુત્ર ૭૯

## ૯—નિગોદ

સાધારણ નામકર્મના ઉદયથી એક જ શરીરમા અનત જીવો રહે છે તેને નિગોદ કહે છે નિગોદના જીવો એક જ સાથે આહાર લે છે, એક જ સાથે શ્વાસોચ્છ્વાસ લે છે

નિગોદના બે ભેદ: (૧) વ્યવહાર રાશિ. (૨) અવ્યવહાર રાશિ

**વ્યવહાર રાશિ**–જે જીવોએ એક વખત પણ નિગોદાવસ્થા છોડી અન્ય જગ્યાએ જન્મ લીધો હોય તે વ્યવહાર રાશિના જીવ કહેવાય છે.

**અવ્યવહાર રાશિ**–જે જીવોએ કદી પણ નિગોદ અવસ્થા છોડી નથી, અનંતકાળથી નિગોદાવસ્થામાં જ પડેલા છે તે અવ્યવહાર રાશિના જીવ કહેવાય છે.

## ૧૦–સમ્યક્ત્વના ચાર પ્રકારે બબ્બે ભેદ

૧. દ્રવ્ય સમ્યક્ત્વ; ભાવ સમ્યક્ત્વ
૨. નિશ્ચય સમ્યક્ત્વ; વ્યવહાર સમ્યક્ત્વ
૩. નૈસર્ગિક સમ્યક્ત્વ, આભિગમિક સમ્યક્ત્વ
૪. પૌદ્ગલિક સમ્યક્ત્વ, અપૌદ્ગલિક સમ્યક્ત્વ

**દ્રવ્ય સમ્યક્ત્વ**–વિશુદ્ધ કરેલા મિથ્યાત્વના પુદ્ગલોને દ્રવ્ય સમ્યક્ત્વ કહે છે.

**ભાવ સમ્યક્ત્વ**–જેવી રીતે આંખ ચશ્માથી પદાર્થને સ્પષ્ટ રીતે જોઈ શકે છે તે પ્રમાણે વિશુદ્ધ કરેલા પુદ્ગલોથી કેવળી પ્રરૂપિત તત્ત્વોમાં આત્માની અભિરુચિ (શ્રદ્ધા) થાય છે તે ભાવ સમ્યક્ત્વ છે.

–પ્રવચન સારોદ્ધાર ગાથા ૧૪૨

**નિશ્ચય સમ્યક્ત્વ**–આત્માની એ સ્થિતિ કે જ્યાં જ્ઞાન વિશુદ્ધ હોય છે તેને નિશ્ચય સમ્યક્ત્વ કહે છે. આનો પરમાર્થ એ છે કે પોતાના આત્માને જ દેવ, ગુરુ અને ધર્મ સમજવો તે નિશ્ચય સમ્યક્ત્વ છે.

**વ્યવહાર સમ્યકત્વ**–સદ્દેવ, સદ્દગુરુ અને સદ્દર્મ પર શ્રદ્ધા કરવી તે વ્યવહાર સમ્યક્ત્વ છે

**નૈસર્ગિક સમ્યકત્વ**–પૂર્વ ક્ષયોપશમના કારણથી, ગુરુના ઉપદેશ વગર સ્વભાવથી જ જિનદષ્ટ (કેવળી ભગવતના દેખેલા) ભાવોને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને નામ આદિ નિક્ષેપાઓની અપેક્ષાથી જાણવા અને તે પર શ્રદ્ધા કરવી તે નૈસર્ગિક સમ્યકત્વ છે, જેવી રીતે મરુદેવી માતાને હતું તે

**આભિગમિક સમ્યકત્વ**–ગુરુ વગેરેના ઉપદેશથી અથવા અંગ ઉપાંગાદિના અધ્યયનથી જીવાદિ તત્ત્વો પર અભિરુચિ–શ્રદ્ધા કરવી તે આભિગમિક (અભિગમ) સમ્યકત્વ છે

–ઠાણાંગ ૨ સૂ. ૭૦, પન્નવણા પદ ૧, તત્ત્વાર્થ સૂત્ર અધ્ય–૧

**પૌદ્ગલિક સમ્યકત્વ**–ક્ષાયોપશમિક સમ્યકત્વને પૌદ્ગલિક સમ્યકત્વ કહે છે કારણ કે તેમા સમકિત મોહનીયના પુદ્ગલોનુ વેદન થાય છે.

**અપૌદ્ગલિક સમ્યકત્વ**–ક્ષાયિક અને ઔપશમિક સમકિતને અપૌદ્ગલિકસમ્યકત્વ કહે છે કારણ કે તેમા સમકિત મોહનીયનો સર્વથા નાશ અથવા ઉપશમ થઈ જાય છે–વેદન થતું નથી.

–પ્રવચન સારોદ્ધાર ગાથા ૯૪૨ ટીકા

## ૧૧–ઉપયોગ

સામાન્ય અથવા વિશેષ રૂપે વસ્તુને જાણવી તેને ઉપયોગ કહે છે ઉપયોગના બે ભે૦ છે

૧. જ્ઞાન ઉપયોગ. ૨. દર્શન ઉપયોગ

**જ્ઞાન ઉપયોગ**—જે બોધ પદાર્થોના વિશેષ ધર્મને, જાતિ, ગુણ, ક્રિયા આદિને ગ્રહણ કરી શકે છે તે જ્ઞાનનો ઉપયોગ કહેવાય છે. જ્ઞાનના ઉપયોગને સાકાર અથવા સવિકલ્પ ઉપયોગ કહે છે.

**દર્શનનો ઉપયોગ**—જે બોધ પદાર્થોના સામાન્ય ધર્મને ગ્રહણ કરી શકે છે તેને દર્શનનો ઉપયોગ કહે છે. દર્શન ઉપયોગને નિરાકાર અથવા નિર્વિકલ્પ ઉપયોગ કહે છે

—પન્નવણા પદ-૨૮

## ૧૨—જ્ઞાનના બે ભેદ

જ્ઞાનના બે ભેદ છે: ૧. પ્રત્યક્ષ. ૨. પરોક્ષ

પ્રત્યક્ષ—ઇન્દ્રિય અને મનની સહાયતા વિના સાક્ષાત્ આત્માથી જે જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ જ્ઞાન છે, જેમ કે અવધિજ્ઞાન, મનઃપર્યાય જ્ઞાન, કેવળજ્ઞાન.

—શ્રી નન્દી સૂત્ર

ઉપરની વ્યાખ્યા નિશ્ચય દષ્ટિથી કહેલી છે. વ્યાવહારિક દષ્ટિથી તો ઇન્દ્રિય અને મનથી થયેલ જ્ઞાનને પણ પ્રત્યક્ષ કહે છે.

**પરોક્ષ જ્ઞાન**—ઇન્દ્રિય અને મન દ્વારા જે જ્ઞાન થાય તે પરોક્ષ છે. જેમ કે મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાન. અથવા—

જે જ્ઞાન અસ્પષ્ટ હોય તેને પરોક્ષ જ્ઞાન કહે છે, જેમ કે સ્મરણ, પ્રત્યભિજ્ઞાન આદિ.

—ઠાણાંગ ૨, ઉદ્દેશા ૧, સૂત્ર ૭૧

## ૧૩–અવધિ જ્ઞાનના બે ભેદ

જે જ્ઞાન ઇન્દ્રિય અને મનની સહાયતા વિના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ મર્યાદાપૂર્વક રૂપી પદાર્થોને જાણી શકે છે તેને અવધિ જ્ઞાન કહે છે. અવધિ જ્ઞાની મૂર્ત દ્રવ્યના સમગ્ર પર્યાયોને જાણી શકતો નથી.

અવધિ જ્ઞાનના બે ભેદ છે:–

૧. ભવપ્રત્યય ૨. ક્ષાયોપશમ પ્રત્યય.

**ભવપ્રત્યયિક અવધિ જ્ઞાન**–જે અવધિ જ્ઞાન થવામાં કેવળ ભવ જ કારણ રૂપ હોય તેને ભવપ્રત્યયિક અવધિ જ્ઞાન કહે છે જેમકે નારકી અને દેવતાને ભવથી જ અવધિ જ્ઞાન હોય છે, અને મરણ પર્યંત રહે છે.

**ક્ષાયોપશમિક અવધિ જ્ઞાન**–જ્ઞાન, તપ, ક્ષમા આદિ ગુણોના બળથી મનુષ્ય અથવા તિર્યંચને જે અવધિ જ્ઞાન પ્રકટ થાય છે તે ક્ષયોપશમ પ્રત્યય અથવા ગુણ પ્રત્યય અથવા લબ્ધિ પ્રત્યય અવધિ જ્ઞાન કહેવાય છે.

–ઠાણાંગ ૨, ઉ ૧, સૂત્ર ૭૧

## ૧૪–મનઃપર્યવ (પર્યાય, પર્યય) જ્ઞાનના બે ભેદ

જે જ્ઞાન ઇન્દ્રિય અને મનની સહાયતા વિના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ મર્યાદા સહિત સંજ્ઞી જીવોના ચિંતનશીલ મૂર્ત મનના ભાવોનો સાક્ષાત્કાર કરી શકે છે તેને મન પર્યવ જ્ઞાન કહે છે. તે જ્ઞાન દ્રવ્યના સંપૂર્ણ પર્યાયોને જાણી શકતું નથી

મનઃપર્યવ જ્ઞાનના બે ભેદઃ ૧. ઋજુમતિ. ૨. વિપુલમતિ

**ઋજુમતિ**-ગ્રાહ્ય (ચિંતનશીલ મૂર્ત મનના ભાવો) વિષયને સામાન્ય રૂપે જાણે તે ઋજુમતિ મનઃપર્યવ જ્ઞાન છે. જેમકે અમુક વ્યક્તિએ ઘટ (ઘડો) ચિંતવ્યો.

**વિપુલમતિ**-વિપુલમતિ મનઃપર્યવ જ્ઞાન ઋજુમતિ કરતા સૂક્ષ્મતર અને અધિક વિષયોને સ્પષ્ટ રીતે જાણી શકે છે. તે વિશેષ વિશિષ્ટ મનોદ્રવ્યનું જ્ઞાન છે. જેમકે અમુક વ્યક્તિએ લાલ વર્ણનો અમુક આકારનો ઘટ ચિંતવ્યો.

—ઠાણાંગ ૨, ઉદ્દેશા ૧, સૂત્ર ૭૧.

## ૧૫-પરોક્ષ જ્ઞાનના બે ભેદ

૧. આભિનિબોધિક (મતિ) જ્ઞાન

૨. શ્રુત જ્ઞાન

**આભિનિબોધિક (મતિ) જ્ઞાન**-પાંચ ઇન્દ્રિયો અને મન દ્વારા યોગ્ય દેશમાં રહેલ પદાર્થોનું જે જ્ઞાન થાય છે તે આભિનિબોધિક જ્ઞાન અથવા મતિજ્ઞાન કહેવાય છે.

—પન્નવણા પદ-૨૯, ઠાણાંગ ૨, ઉ. ૧, સૂત્ર ૭૧

**શ્રુત જ્ઞાન**-શાસ્ત્રોનાં શ્રવણ અને વાચનથી ઇન્દ્રિયો તથા મન દ્વારા જે જ્ઞાન થાય છે તે શ્રુત જ્ઞાન છે.

-ભગવતી શતક ૮, ઉ. ૨

અથવા—

મતિજ્ઞાનનું ઉત્તરવર્તી જ્ઞાન જે શબ્દ અને અર્થનો વિચાર કરી શકે છે તે શ્રુત જ્ઞાન છે. જેમકે "ઘટ" શબ્દ સાંભળતાં તેના બનાવનારનો અને તેના રંગ અને આકારનો વિચાર કરવો તે.

—નન્દીસૂત્ર. ઠાણાંગ ૨-૧-૭૧, દસમન્ય પ્રથમ ભાગ

## ૧૬–શ્રુત જ્ઞાનના બે ભેદ

૧. અંગપ્રવિષ્ટ શ્રુત જ્ઞાન
૨. અંગબાહ્ય શ્રુત જ્ઞાન.

અંગપ્રવિષ્ટ શ્રુત જ્ઞાન–તીર્થંકરો દ્વારા પ્રકાશિત જ્ઞાનને તેમના પરમ બુદ્ધિમાન સાક્ષાત્ શિષ્ય ગણધરોએ ગ્રહણ કરી તેને સૂત્રબદ્ધ કર્યું તે અંગપ્રવિષ્ટ સૂત્ર જ્ઞાન છે. *

અંગબાહ્ય શ્રુત જ્ઞાન–દ્વાદશાંગીમાંથી ભિન્નભિન્ન વિષયો ઉપર ગણધર પછીના શુદ્ધબુદ્ધિ આચાર્યોએ જે શાસ્ત્રો રચ્યાં તે અંગબાહ્ય, જેવા કે દશ વૈકાલિક, ઉત્તરાધ્યયન, દશાશ્રુત સ્કંધ, આદિ *

—નન્દીસૂત્ર ૪૪. ઠાણાંગ ૨-૧-૭૧

## ૧૭–નયના બે ભેદ

૧. દ્રવ્યાર્થિક. ૨. પર્યાયાર્થિક

દ્રવ્યાર્થિક નય–જ્યારે પર્યાયોને ગૌણ માની દ્રવ્યનો જ વિશેષે નિશ્ચય કરવામા આવે તેને દ્રવ્યાર્થિક નય કહે છે.

---

* વધુ વિગત માટે જુઓ આ માળાનું પુસ્તક: 'જૈન સૂત્રો, ઇતિહાસ અને સમીક્ષા'

પર્યાયાર્થિક નય–દ્રવ્યને ગૌણ માની પર્યાયોનો વિશેષે કરી નિશ્ચય કરવામાં આવે ત્યારે પર્યાયાર્થિક નય કહેવાય છે.

—પ્રમાણનય તત્ત્વાલોકાલંકાર, પરિચ્છેદ-૭

## ૧૮—ધર્મ

૧. જે દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારણ કરે અને સુગતિ પ્રાપ્ત કરાવે તેને ધર્મ કહે છે. (જુઓ બોલ નં ૭૬)

—દશવૈકાલિક, ૧-૧ની ટીકા

૨. આગમ અનુસાર આ લોક અને પરલોકના સુખને માટે જે હેય (ત્યાજ્ય) છે તે છોડવાની અને જે ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) છે તેને ગ્રહણ કરવાની પ્રવૃત્તિને ધર્મ કહે છે. —ધર્મસંગ્રહ

३. वत्थु सहावो धम्मो, खन्ती पमुहो दसविहो धम्मो।
जीवाणं रक्खणं धम्मो, रयणत्तयं च धम्मो ॥

અર્થાત્—(૧) વસ્તુના સ્વભાવને ધર્મ કહે છે.
(૨) ક્ષમા, નિર્લોભતા આદિ દશ લક્ષણરૂપ ધર્મ છે.
(૩) જીવોની રક્ષા કરવી, બચાવવો તે પણ ધર્મ છે.
(૪) સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ રત્નત્રયને પણ ધર્મ કહે છે.

સારાંશ કે જે અનુષ્ઠાન અથવા કાર્યથી આત્માનું નિ:શ્રેયસ કલ્યાણ થાય તે જ ધર્મ.

ધર્મના બે ભેદ છેઃ

૧ શ્રુત ધર્મ
૨ ચારિત્ર ધર્મ

શ્રુત ધર્મ-અગ અને ઉપાગરૂપી વાણીને શ્રુત ધર્મ કહે છે વાચ I, પૃચ્છા આદિ સ્વાધ્યાયના ભેદ પણ શ્રુત ધર્મ કહેવાય છે

ચારિત્ર ધર્મ-કર્મોના ક્ષય કરવા ની પ્રવૃત્તિ તે ચારિત્ર ધર્મ

અથવા—

મૂળ ગુણ અને ઉત્તર ગુણોના સમૂહને ચારિત્ર ધર્મ કહે છે, અર્થાત્ ક્રિયારૂપ ધર્મ એ ચારિત્ર ધર્મ છે

—ઠાણાગ ૨ ઉદ્દેશા ૧ સૂત્ર ૭૨

## ૧૯—શ્રુત ધર્મ

શ્રુત ધર્મના બે ભેદ છે

(૧) સૂત્ર શ્રુત ધર્મ (૨) અર્થ શ્રુત ધર્મ

સૂત્ર શ્રુત ધર્મ-(શબ્દરૂપ શ્રુત ધર્મ) દ્વાદશાગી અને ઉપાગાદિના મૂળ પાઠને સૂત્રશ્રુત ધર્મ કહે છે

અર્થ શ્રુત ધર્મ-દ્વાદશાગી અને ઉપાગાદિના અર્થને અર્થ શ્રુત ધર્મ કહે છે

—ઠાણાગ ૨ ઉદ્દેશા ૧ સૂત્ર ૭૨

## ૨૦—ચારિત્ર ધર્મ

તેના બે ભેદ છે

૧ અગાર ચારિત્ર ધર્મ ૨. અણગાર ચારિત્ર ધર્મ.

**અગાર ચારિત્ર ધર્મ**-શ્રાવકના દેશ (થોડે અંશે) વિરતિ ધર્મને અગાર ચારિત્ર ધર્મ કહે છે

**અણગાર ચારિત્ર ધર્મ**-અણગાર(સાધુ)ના સર્વ વિરતિ ધર્મને અણગાર ચારિત્ર ધર્મ કહે છે સર્વ વિરતિરૂપ ધર્મમા ત્રણ કરણ અને ત્રણ યોગથી ત્યાગ થાય છે.

—ઠાણાગ ૨, ઉદ્દેશા ૧, સૂત્ર ૭૨

## ૨૧-ઊણોદરીના બે ભેદ

ભોજન આદિનુ પરિમાણ કરવુ અને ક્રોધાદિના આવેગને વશ કરવો તે ઊણોદરી છે તેના બે ભેદ છે

૧ દ્રવ્ય ઊણોદરી ૨. ભાવ ઊણોદરી.

**દ્રવ્ય ઊણોદરી**—ભંડ ઉપકરણ અને આહારપાણીનુ જે પરિમાણ શાસ્ત્રમા બતાવ્યુ છે તેમા કમી કરવી તે દ્રવ્ય ઊણોદરી છે અતિ સરસ અને પૌષ્ટિક આહાર ઊણોદરીમા વર્જ્ય છે

—ભગવતી શતક ૭ ઉદ્દેશા ૧

**ભાવ ઊણોદરી**-ક્રોધ, માન, માયા અને લોભને ઘટાડવા, થોડું બોલવુ, ક્રોધને વશીભૂત થઇ બોલવુ નહિ અને અત કરણમા રહેલા ક્રોધને શાન્ત કરવો વગેરે ભાવ ઊણોદરી છે

—ભગવતી શતક ૨૫, ઉદ્દેશા ૭

## ૨૨–પ્રવચન માતાના બે ભેદ

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને પ્રવચન માતા કહે છે. જેમ માતા પુત્ર પર વાત્સલ્ય ધરાવે છે અને તેની કલ્યાણકારિણી છે તેમ આ આઠ વસ્તુ સાધુ જીવનની કલ્યાણકારી હોવાથી જિનેશ્વરોએ તેમને શ્રમણની માતાઓ તરીકે કહેલી છે.

આ આઠ પ્રવચન માતાઓમાં જિનેશ્વર દેવ કથિત બાર અંગોનો સમાવેશ થઇ જાય છે (બધા ય પ્રવચનો આ માતાઓમાં અંતર્ભૂત જ થઇ જાય છે.)

તેના બે ભેદ છે :

૧. સમિતિ. ૨. ગુપ્તિ.

સમિતિ–પ્રાણાતિપાતથી નિવર્તવા માટે યતનાપૂર્વક મન, વચન, કાયાની પ્રવૃત્તિને સમિતિ કહે છે

ગુપ્તિ–મન, વચન અને કાયાનું કેવળ આત્મલક્ષી પ્રવર્તન થાય અને પાપ કાર્યોમાંથી મન, વચન, કાયા નિવર્તી જાય તેને ગુપ્તિ કહે છે. ઉત્તરાધ્યયન સૂત્ર અ-૨૪

## ૨૩–ઇન્દ્રિયના બે ભેદ

ઇન્દ્ર અર્થાત્ આત્મા જેનાથી ઓળખાય તેને ઇન્દ્રિય કહે છે. જેમકે એકેન્દ્રિય જીવ સ્પર્શેન્દ્રિયથી ઓળખાય છે.

ઇન્દ્રિયના બે ભેદ છે :

૧. દ્રવ્યેન્દ્રિય ૨. ભાવેન્દ્રિય.

દ્રવ્યેન્દ્રિય—ચક્ષુ આદિ ઇન્દ્રિયોના બાહ્ય અને અભ્યંતર પૌદ્‌ગલિક આકાર(રચના)ને દ્રવ્યેન્દ્રિય કહે છે.

ભાવેન્દ્રિય—આત્મા પોતે જ ભાવેન્દ્રિય છે. ભાવેન્દ્રિય લબ્ધિ અને ઉપયોગરૂપ હોય છે ઉપયોગસ્પર્શાદિ વિષયોમા થાય છે.

—પન્નવણા પદ ૧૫, તત્ત્વાર્થ સૂત્ર અ ૨

## ૨૪–દ્રવ્યેન્દ્રિયના બે ભેદ

૧. નિર્વૃત્તિ દ્રવ્યેન્દ્રિય.
૨ ઉપકરણ દ્રવ્યેન્દ્રિય

**નિર્વૃત્તિ દ્રવ્યેન્દ્રિય**—શરીર ઉપર દેખાતી ઇન્દ્રિયોની આકૃતિઓ જે પુદ્‌ગલ સ્કંધોની વિશિષ્ટ રચના છે તે નિર્વૃત્તિ દ્રવ્યેન્દ્રિય છે

**ઉપકરણ દ્રવ્યેન્દ્રિય**—નિર્વૃત્તિ દ્રવ્યેન્દ્રિયની બહાર અને અંદર અત્યન સ્વચ્છ પૌદ્‌ગલિક શક્તિ કે જેના વિના વિષયનુ જ્ઞાન પ્રાપ્ત કરવા નિર્વૃત્તિ ઇન્દ્રિય અસમર્થ છે તે ઉપકરણ દ્રવ્યેન્દ્રિય છે. ઉપકરણ દ્રવ્યેન્દ્રિય નષ્ટ થતા આત્મા વિષયને જાણી શકતો નથી

—તત્ત્વાર્થ સૂત્ર અ ૨

## ૨૫-ભાવેન્દ્રિયના બે ભેદ

૧ લબ્ધિ ૨. ઉપયોગ

**લબ્ધિ ભાવેન્દ્રિય**—જ્ઞાનાવરણીય આદિ કર્મોના ક્ષયોપશમ થવાથી પદાર્થો(વિષયો)ને જાણવાની શક્તિને લબ્ધિ ભાવેન્દ્રિય કહે છે.

## ૨૯–મોહનીય કર્મના બે ભેદ

જેવી રીતે મદિરા મનુષ્યની સદ્ અસદ્ વિવેકબુદ્ધિને નષ્ટ કરી દે છે તેવી રીતે જે કર્મ હિત અને અહિત ઓળખવાની અને તે પ્રમાણે આચરણ કરવાની આત્માની બુદ્ધિને હણી લે તેને મોહનીય કર્મ કહે છે મોહનીય કર્મના બે ભેદ છે

૧ દર્શન મોહનીય
૨. ચારિત્ર મોહનીય

**દર્શન મોહનીય**–કોઈ પણ પદાર્થને યથાસ્વરૂપે જાણવો તે દર્શન, એટલે તત્ત્વાર્થ શ્રદ્ધાને દર્શન કહે છે, અને તે આત્માનો ગુણ છે આ ગુણનો ઘાત કરનાર (મોહિત કરનાર) કર્મને દર્શન મોહનીય કહે છે. સામાન્ય ઉપયોગરૂપ દર્શનથી આ દર્શન ભિન્ન છે

**ચારિત્ર મોહનીય**–જેના દ્વારા આત્માને પોતાનું અસલ સ્વરૂપ પ્રાપ્ત થાય છે તે ચારિત્ર છે આ પણ આત્માનો ગુણ છે આ ગુણને મોહિત (ઘાત) કરનાર કર્મ ચારિત્ર મોહનીય છે

—ઠાણાંગ ૨ ઉદ્દેશા ૪ સૂત્ર ૧૦૫
કર્મગ્રન્થ ૧, ગાથા ૧૩-૧૪

## ૩૦–ચારિત્ર મોહનીયના બે ભેદ

૧ કષાય મોહનીય. ૨ નોકષાય મોહનીય

**કષાય મોહનીય**–કષ એટલે જન્મ–મરણ રૂપ સંસાર, આય એટલે લાભ જેનાથી સંસાર વધે તે કષાય ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય છે —કર્મગ્રંથ ૧

અથવા–

આત્માના શુદ્ધ સ્વરૂપને જે મલિન કરે છે તેને કષાય કહે છે. રૂપાય તે જ કષાય મોહનીય. —પન્નવણા પદ ૧૪ ટીકા

**નોકષાય મોહનીય**–કષાયોના ઉદયની સાથે જેનો ઉદય થાય છે, અને કષાયોને પુષ્ટિ આપે છે તે નોકષાય. હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, સ્ત્રી વેદ, પુરુષ વેદ અને નપુંસક વેદ એ નવ નોકષાય છે.

—કર્મગ્રંથ ૧, ગાથા ૧૭

## ૩૧-આયુ (આયુષ્ય)ના બે ભેદ

જે કારણથી જીવ એક ભવ વિષે નિશ્ચિત શરીરમાં નિશ્ચિત કાળ સુધી રહે તેને આયુ અથવા આયુષ્ય કહે છે. તેના બે ભેદ:

૧. સોપક્રમ આયુષ્ય.
૨. નિરૂપક્રમ આયુષ્ય.

**સોપક્રમ આયુષ્ય**–જે આયુષ્ય સાત કારણોથી અકાળે તૂટે તે સોપક્રમ આયુષ્ય છે.

**નિરૂપક્રમ આયુષ્ય**–જે આયુષ્ય ઉપક્રમ લાગવાથી તૂટે નહિ, તે નિરૂપક્રમ આયુષ્ય છે. તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, દેવતા, નારકી આદિનું આયુષ્ય નિરૂપક્રમી છે.

—ભગવતી શતક ૨૦, ઉ. ૧૦
સભાષ્ય તત્ત્વાર્થાધિગમ અ-૨

નોંધ–સોપક્રમની વ્યાખ્યા શાસ્ત્રાનુસાર નીચે પ્રમાણે હોવી જોઇએ: જે આયુષ્ય કારણવિશેષથી શીઘ્ર ભોગવી લેવાય તે સોપક્રમ આયુષ્ય છે.

ઠાણાંગ સૂત્રમાં બતાવેલ સાત કારણો આયુષ્ય ભોગવવા સાથે સબંધ રાખે છે, અભોગ સાથે નહિ—અનુવાદક

## ૩૨-સ્થિતિના બે ભેદ

કાળની મર્યાદાને સ્થિતિ કહે છે તેના બે ભેદ•

૧. કાયસ્થિતિ ૨ ભવસ્થિતિ

**કાયસ્થિતિ**—કોઇ એક કાયના જીવ તે જ કાયમાં જન્મ મરણ કરતા રહે, બીજી કાયમાં ન ઊપજે ત્યાં સુધી ની સ્થિતિને કાયસ્થિતિ કહે છે જેમકે પૃથ્વીકાયનો જીવ ચવી પુ। અસખ્યાત કાળ સુધી પૃથ્વીકાયમાં જ ઊપજે તે તેની કાયસ્થિતિ

**ભવસ્થિતિ**—જે ભવમાં જીવ ઉત્પન્ન થાય તેમાં જેટલો વખત રહે તેને ભવસ્થિતિ કહે છે

—ઠાણાંગ ૨, ઉ ૩ સૂત્ર ૮૧

## ૩૩-કાળની બે ઉપમા

પદાર્થોનું પરિવર્તન થવામાં જે નિમિત્ત છે તેને કાળ કહે છે અથવા સમયના સમૂહને કાળ કહે છે તેની બે ઉપમા

૧ પલ્યોપમ ૨ સાગરોપમ

**પલ્યોપમ**—પલ્ય અથવા ખાડાની ઉપમાથી ગણવામાં આવે તે કાળને પલ્યોપમ કહે છે

એક યોજન આયામ અને વિષ્કંભવાળો, એક યોજન ઊંડાઇવાળો ને ત્રણ યોજન પરિધિવાળો એક ખાડો (પલ્ય) હોય તેમાં વધારેમાં

વધારે સાત રાત્રીના ઊગેલા કરોડો વાલાગ્રો ઠાંસ ઠાંસી ઠસોઠસ ભર્યા હોય, પછી તે પલ્યમાંથી સો સો વર્ષે એક વાલાગ્ર કાઢવામાં આવે અને તે પ્રમાણે જેટલા વર્ષે તે ખાડો બિલકુલ ખાલી થઈ જાય તેટલા વર્ષને પલ્યોપમ કહે છે. —ભગવતી સૂત્ર

**સાગરોપમ**–દશ કોડાકોડી પલ્યોપમનો એક સાગરોપમ થાય છે.
—ઠાણાંગ ૨, ઉ. ૪, સૂત્ર ૯૯

## ૩૪-કાળચક્રના બે ભેદ

૧. ઉત્સર્પિણી. ૨. અવસર્પિણી.

**ઉત્સર્પિણી**–જે કાળમાં આયુષ્ય, બળ, શરીર આદિ ભાવોની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય તેને ઉત્સર્પિણી કાળ કહે છે. તે દશ કોડાકોડી સાગરોપમનો છે.

**અવસર્પિણી**–જે કાળમાં આયુષ્ય, બળ, શરીર આદિ ભાવો ઉત્તરોત્તર ઘટતા જાય તેને અવસર્પિણી કાળ કહે છે. તે પણ દશ કોડાકોડી સાગરોપમનો છે.

આ પ્રમાણે આખું કાળચક્ર ૨૦ કોડાકોડી સાગરોપમનું છે.
—ઠાણાંગ ૨, ઉ. ૧, સૂત્ર ૭૪

## ૩૫-આકાશ બે પ્રકારે

જે જીવ અને પુદ્ગલોને રહેવા માટે સ્થાન (અવકાશ) આપે તેને આકાશ કહે છે. તેના બે પ્રકાર છે :

૧. લોકાકાશ.
૨. અલોકાકાશ.

લોકાકાશ—જ્યા ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્ય હોય તે લોકાકાશ

અલોકાકાશ—જ્યા આકાશ સિવાય શેષ પાચ દ્રવ્યો ન હોય તે અલોકાકાશ

—ઠાણાંગ ૨, ઉ ૧, સૂત્ર ૭૪

## ૩૬-કારણના બે ભેદ

૧ ઉપાદાન કારણ ૨ નિમિત્ત કારણ

ઉપાદાન કારણ—(સમવાયી) જે કારણ સ્વય કાર્યરૂપમા પરિણત થાય તેને ઉપાદાન કહે છે જેમકે માટી ઘડાનું ઉપાદાન કારણ છે દૂધ દહીંનું ઉપાદાન કારણ છે

નિમિત્ત કારણ—જે કારણ કાર્ય થવામા સહાયક હોય અને કાર્ય થયા બાદ જુદુ પડી જાય તેને નિમિત્ત કારણ કહે છે જેમકે ઘડાનું નિમિત્ત કારણ ચાક, દડ વગેરે

—વિશેષાવશ્યક ભાષ્ય ગાથા ૨૦૯૯

## ૩૭-દડના બે ભેદ

૧ અર્થ દડ ૨ અનર્થ દડ

અર્થ દડ—સ્વ પરને અર્થે ત્રસ અને સ્થાવર જીવોની હિંસા કરવી તે અર્થ દડ છે

અનર્થ દડ—નિષ્પ્રોજન જીવહિંસા આદિ અપ્રશસ્ત કાર્યમા પ્રવૃત્ત થવુ તે અનર્થ દડ છે.

—ઠાણાંગ ૨, ઉ ૧, સૂત્ર ૬૯

## ૩૮-પ્રમાણ અને નય

**પ્રમાણ**-સ્વ-પરનો નિશ્ચય કરનાર સત્ય જ્ઞાનને પ્રમાણ કહે છે. પ્રમાણ જ્ઞાન વસ્તુને સર્વ દ્રષ્ટિબિંદુથી જાણે છે, અર્થાત્ વસ્તુના સર્વ અંશોને જાણવાવાળું જ્ઞાન તે પ્રમાણ જ્ઞાન કહેવાય છે.

—પ્રમાણ નય તત્ત્વાલોકાલંકાર પરિચ્છેદ ૧

**નય**-પ્રમાણ દ્વારા જાણેલી અનંત (ધર્માત્મક) વસ્તુ કોઇ એક ધર્મ દ્વારા નિશ્ચય કરવામાં આવે તેને નય કહે છે. નય જ્ઞાનમાં વસ્તુના અન્ય અંશ અથવા ગુણો તરફ ઉપેક્ષા અથવા ગૌણતા રહે છે.

—પ્રમાણ નય તત્ત્વાલોકાલંકાર-પરિચ્છેદ-૧

## ૩૯-મુખ્ય અને ગૌણ

**મુખ્ય**-પદાર્થના અનેક ધર્મોમાંથી જે વખતે જે ધર્મની વિવક્ષા હોય છે ત્યારે તે પ્રધાન અને અન્ય અપ્રધાન મનાય છે. કારણ વિદ્યમાન સર્વ ધર્મો એક જ સાથે વિવક્ષિત હોતા નથી. તે જ પ્રમાણે અનેક વસ્તુઓમાં વિવક્ષિત વસ્તુ પ્રધાન હોય છે. પ્રધાનને જ મુખ્ય કહે છે.

**ગૌણ**-મુખ્ય ધર્મ સિવાય સર્વ અવિવક્ષિત ધર્મો ગૌણ કહેવાય છે. તેવી રીતે અનેક વસ્તુઓમાં અવિવક્ષિત વસ્તુ ગૌણ મનાય છે. જેમકે આત્મામાં જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ અનંત ધર્મ છે. તેમાં જે સમયે જ્ઞાનની વિવક્ષા હોય છે ત્યારે તે મુખ્ય અને અન્ય શેષ ધર્મો ગૌણ.

અથવા "समयं गोयमा ! मा पमायए" અર્થાત્

"હે ગૌતમ ! સમયમાત્રનો પ્રમાદ ન કરો" એ વીર પ્રભુનો ઉપદેશ મુખ્ય રૂપે ગૌતમસ્વામી પ્રત્યે છે પણ ગૌણરૂપે શ્રી ચતુર્વિધ સંઘ માટે છે તેથી અહીં ગૌતમસ્વામી મુખ્ય છે અને ચતુર્વિધ સંઘ ગૌણ છે

—તત્ત્વાર્થ સૂત્ર અ. ૫ સૂ ૩૧

## ૪૦-નિશ્ચય અને વ્યવહાર

નિશ્ચય-વસ્તુના શુદ્ધ, મૂળ અને વાસ્તવિક સ્વરૂપને નિશ્ચય કહે છે, અર્થાત્ વસ્તુનો નિજ-સ્વભાવ જે હમેશાં રહે છે તે નિશ્ચય છે જેમકે નિશ્ચયમા કોયલનું શરીર પાંચે ય વર્ણવાળુ છે, કારણ કે તે પાંચે ય વર્ણવાળા પુદ્ગલોથી બનેલુ છે આત્મા સિદ્ધ સ્વરૂપ છે

વ્યવહાર-વસ્તુનુ લોકસમત સ્વરૂપ વ્યવહાર છે. જેમકે કોયલ કાળી છે આત્મા, મનુષ્ય કે તીર્યંચ રૂપ છે નિશ્ચયમાં જ્ઞાનની પ્રધાનતા છે અને વ્યવહારમા ક્રિયાઓની પ્રધાનતા છે. નિશ્ચય અને વ્યવહાર પરસ્પર સહાયક (પૂર્તિ કરવાવાળા) છે

— વિશેષાવશ્યક ગાથા ૩૫૮૯,
દ્રવ્યાનુયોગ તર્કણા અ. ૮

## ૪૧-ઉત્સર્ગ અને અપવાદ

ઉત્સર્ગ-સામાન્ય નિયમને ઉત્સર્ગ કહે છે જેમકે સાધુ મુનિરાજને ત્રણ કરણ અને ત્રણ યોગથી પ્રાણાતિપાતના પચ્ચખ્ખાણ હોય છે

અપવાદ-મૂળ નિયમની રક્ષા માટે આપત્તિ આવવાથી અન્ય માર્ગ ગ્રહણ કરવો તે અપવાદ જેમકે સાધુને નદી પાર કરવી વગેરે.

—અભિધાન રાજેન્દ્ર કોષ ભા ૨, પૃ ૧૧૬૬ ૬૭

## ૪૨-સામાન્ય અને વિશેષ

**સામાન્ય**–વસ્તુના જે ધર્મના કારણે ઘણા પદાર્થો એકસરખા જોવામાં આવે અને તેમને એક જ શબ્દથી સંબોધન કરવામાં આવે તેને સામાન્ય કહે છે.

**વિશેષ**–સજાતીય અથવા વિજાતીય પદાર્થોથી જુદાપણાનો બોધ કરાવનાર ધર્મને વિશેષ કહે છે.

**દષ્ટાંત**–દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી સર્વે જીવો જીવ-રૂપે એક છે અને એક જ "જીવ" શબ્દથી ઓળખાય છે, તેથી તેમાં જીવત્વ "સામાન્ય" છે. "જીવત્વ" જીવ દ્રવ્યને અન્ય દ્રવ્યોથી જુદું પાડે છે તેથી તે "વિશેષ" પણ છે.

ઘટત્વ બધા ઘરો(ઘડા)માં અને ગૌત્વ બધી ગાયોમાં એકતાનો બોધ કરાવે છે તેથી તે બન્ને "સામાન્ય" છે "આ ઘરો" કહેવામાં તે ઘરો સજાતીય અન્ય ઘડાઓથી અને વિજાતીય પટાદિ પદાર્થોથી જુદો પડે છે તેથી તે 'વિશેષ' છે તેવી જ રીતે કાળી ગાયનું કાળાપણું અન્ય લાલ, પીળી સજાતીય ગાયોથી અને વિજાતિય અશ્વાદિથી જુદુ પાડે છે તેથી તે વિશેષ છે.

વાસ્તવિક રીતે બધા ધર્મો સામાન્ય અને વિશેષ બન્ને કહી શકાય. પોતાનાથી અધિક પદાર્થોમાં રહેલા ધર્મની અપેક્ષાએ પ્રત્યેક ધર્મ વિશેષ છે. ન્યૂન વસ્તુમાં રહેલા ધર્મની અપેક્ષાએ સામાન્ય છે. ઘટત્વ પુદ્ગલત્વની અપેક્ષાએ વિશેષ છે. અને કાળા ઘટની અપેક્ષાએ સામાન્ય છે.

—સ્યાદ્વાદ મંજરી કારીકા ૪
પ્રમાણ નય તત્ત્વાલોકાલંકાર, પરિ.૫

## ૪૩-હેતુ અને સાધ્ય

હેતુ—જે સાધ્ય વિના ન રહે તેને હેતુ કહે છે જેમકે અગ્નિનો હેતુ ધૂમ ધુમાડા વિના અગ્નિ કદી રહી શકતો નથી

સાધ્ય—જે સિદ્ધ કરી શકાય તે સાધ્ય છે સાધ્ય વસ્તુ સાધકને ઇષ્ટ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અબાધિત અને અસિદ્ધ રહેવી જોઇએ જેમકે પર્વતમા અગ્નિ છે કારણ ત્યા ધુમાડો છે અહીં અગ્નિના સાધકને અગ્નિ સાધ્ય વસ્તુ છે કારણ અગ્નિ વાદીને ઇષ્ટ છે, પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અબાધિત છે અને પર્વતમા હજુ સુધી સિદ્ધ કરવામા આવેલ નથી તેથી અસિદ્ધ પણ છે

—રત્નાકરાવતારિકા પરિચ્છેદ ૩

## ૪૪-કાર્ય અને કારણ

કાર્ય—સપૂર્ણ કારણોનો સયોગ મળતા તે વ્યાપાર(ક્રિયા)ને અતે જે અવશ્ય બને છે તેને કાર્ય કહે છે

કારણ—જે નિશ્ચય રૂપે કાર્યની પહેલા વિદ્યમાન હોય અને કાર્યમા સાધક હોય તે કારણ અથવા જેને અભાવે કાર્ય ન થઈ શકે તેને કારણ કહે છે જેમકે કુભાર, દડ, ચાક, માટી આદિ ઘડાના કારણો છે

—ન્યાયકોષ

## ૪૫-આવિર્ભાવ અને તિરોભાવ

આવિર્ભાવ—પદાર્થોનું અભિવ્યક્ત (પ્રકટ) થવુ તે આવિર્ભાવ

તિરોભાવ—પદાર્થોનુ અપ્રકટરૂપે રહેવુ અથવા હોવુ તે તિરોભાવ છે જેમકે દૂધમા ઘી તિરોભાવે વિદ્યમાન છે, પરતુ માખણમા ઘીનો

આવિર્ભાવ છે. અથવા સમ્યગ્ દૃષ્ટિમાં કેવળજ્ઞાનનો તિરોભાવ છે, પરંતુ તીર્થંકર ભગવાનમાં કેવળજ્ઞાનનો આવિર્ભાવ છે.

—ન્યાયકોષ

## ૪૬-પ્રવૃત્તિ અને નિવૃત્તિ

**પ્રવૃત્તિ**-મન, વચન, કાયાને શુભાશુભ કાર્ય (વ્યાપાર) મા લગાડવા તે પ્રવૃત્તિ છે.

**નિવૃત્તિ**-મન, વચન, કાયાને કાર્યથી હટાવી લેવા તે નિવૃત્તિ છે.

## ૪૭-લક્ષણના બે ભેદ

ઘણા ભેળા મળેલા પદાર્થોમાંથી કોઇ એક પદાર્થને જુદો પાડે તેને લક્ષણ કહે છે. તેના બે ભેદ છે:

૧. આત્મભૂત ૨. અનાત્મભૂત.

**આત્મભૂત**-જે લક્ષણ વસ્તુના સ્વરૂપમા મળેલ હોય તેને આત્મભૂત કહે છે. જેમકે અગ્નિનુ લક્ષણ ઉષ્ણતા. જીવનું લક્ષણ ચૈતન્ય.

**અનાત્મભૂત**-જે લક્ષણ વસ્તુના સ્વરૂપમા મળેલું ન હોય તેને અનાત્મભૂત લક્ષણ કહે છે. જેમકે દંડી પુરુષનુ લક્ષણ દંડ. અહીં દંડ પુરુષથી અલગ છે, છતા તે દંડી પુરુષને બીજા પુરુષથી જુદો પાડી તેને ઓળખાવે છે, માટે તે અનાત્મભૂત લક્ષણ કહેવાય.

—ન્યાયદીપિકા

## ૪૮-આધાર, આધેય

**આધાર**-જે વસ્તુને આશ્રય આપે તે આધાર છે. જેમકે ઘડો ઘીનો આધાર છે.

આધેય-આધારના આશ્રયે જે વસ્તુ રહે તે આધેય છે જેમકે ઘડામાં ઘી છે, તેથી ઘી આધેય છે.

—વિશેષાવશ્યક ભાષ્ય ગાથા ૧૪૦૯

## ૪૯-આરંભ, પરિગ્રહ

આરંભ-હિંસાદિક સાવદ્યકાર્ય આરંભ કહેવાય છે.

પરિગ્રહ-મૂર્છા(મમતા)ને પરિગ્રહ કહે છે. ધર્મસાધન માટે રાખેલા ઉપકરણો સિવાયની બધી વસ્તુઓ ધન, ધાન્ય આદિ મમત્વનું કારણ હોવાથી પરિગ્રહ છે.

—ઠાણાંગ ૨

એ જ કારણથી ધન ધાન્યને બાહ્ય પરિગ્રહ માનેલ છે, અને મૂર્છા (મમત્વ-ગૃદ્ધિપણું) આભ્યંતર પરિગ્રહ માનેલ છે

—ઠાણાંગ ૨, ઉદ્દેશા ૧, સૂત્ર ૬૪

આ આરંભ પરિગ્રહને જ્ઞેય રૂપે જાણી હેય રૂપે પ્રત્યાખ્યાન (ત્યાગ) ન કરવાથી જીવાત્મા (૧) કેવળી પ્રરૂપિત ધર્મ સાંભળવામાં, (૨) બોધ મેળવવામાં, (૩) ગૃહસ્થાવાસ છોડીને સાધુ બનવામાં, (૪) બ્રહ્મચર્યપાલન કરવામાં, (૫) વિશુદ્ધ સંયમ તથા (૬) સંવર પ્રાપ્ત કરવામાં (૭) શુદ્ધ મતિ, (૮) શ્રુતિ, (૯) અવધિ, (૧૦) મનઃપર્યવ અને (૧૧) કેવળજ્ઞાન પ્રાપ્ત કરવામાં અસમર્થ બને છે.

પરંતુ આરંભ પરિગ્રહને જ્ઞ પરિજ્ઞાથી જાણનાર, પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગ કરનાર જીવ ઉપર્યુક્ત ૧૧ બોલ પ્રાપ્ત કરવામાં સમર્થ બને છે.

## ૫૦-અધિકરણના બે ભેદ

કર્મબંધનના સાધન, ઉપકરણ અથવા શસ્ત્રને અધિકરણ કહે છે. તેના બે ભેદ છે:

૧. જીવાધિકરણ. ૨ અજીવાધિકરણ.

જીવાધિકરણ-કર્મબંધનું સાધન જીવ અથવા જીવગત કષાયાદિ જીવાધિકરણ છે.

અજીવાધિકરણ-કર્મબંધના નિમિત્તરૂપ જડ પુદ્‌ગલ અજીવાધિકરણ છે જેમકે શસ્ત્ર આદિ.

—તત્ત્વાર્થ સૂત્ર, અધ્ય ૬, સૂત્ર ૮-૧૦

## ૫૧-વેદનીય કર્મના બે ભેદ

૧. સાતા વેદનીય ૨. અસાતા વેદનીય

સાતા વેદનીય-જે કર્મના ઉદયથી આત્માને અનુકૂળ વિષયોની પ્રાપ્તિ થાય અને શારીરિક તથા માનસિક સુખનો અનુભવ થાય તેને સાતા વેદનીય કહે છે.

અસાતા વેદનીય-જે કર્મના ઉદયથી આત્માને અનુકૂળ વિષયોની અપ્રાપ્તિથી અને પ્રતિકૂળ વિષયોની પ્રાપ્તિથી દુઃખનો અનુભવ થાય તેને અસાતા વેદનીય કર્મ કહે છે

—પન્નવણા પદ-૨૩

## ૫૨-બંધના બે ભેદ

૧. સર્વ બંધ. ૨. દેશ બંધ.

સર્વ બંધ–જ્યારે શરીર નવું ઉત્પન્ન થાય છે ત્યારે પ્રારંભ-કાળમાં આત્માને સર્વ બંધ થાય છે, અર્થાત્ નવા શરીરનો આત્માની સાથે બંધ થવો તે સર્વ બંધ છે. ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરની ઉત્પત્તિ વખતે સર્વ બંધ થાય છે. આ બંધ એક સમય સુધી હોય છે.

દેશ બંધ–ઉત્પત્તિ બાદ જ્યાં સુધી શરીર સ્થિર રહે છે ત્યાં સુધી થતા બંધને દેશ બંધ કહે છે. તૈજસ અને કાર્મણ શરીરની નવી ઉત્પત્તિ હોતી નથી, તેથી તેમાં હમેશાં દેશ બંધ હોય છે. ઔદા-રિક, વૈક્રિય અને આહારક શરીરમાં બન્ને પ્રકારના બંધ હોય છે.

—કર્મગ્રંથ ૧, ગાથા ૩૫

## ૫૩-મરણના બે ભેદ

૧. સકામ મરણ. ૨. અકામ મરણ.

સકામ મરણ–વિષયભોગોથી નિવૃત્ત થઈ ચારિત્રમાં રમણ કરનાર આત્માની આકુળતા રહિત, સંલેખણા સહિત અને પ્રાણા-તિપાતાદિ પાપોના પ્રત્યાખ્યાન સહ જે મૃત્યુ થાય છે તે સકામ મરણ કહેવાય છે. ઉક્ત જીવો માટે મૃત્યુ ભયરૂપ ન થતાં ઉત્સવરૂપ બને છે. સકામ મરણને પંડિત મરણ પણ કહે છે.

અકામ મરણ–વિષયભોગોમાં ગૃદ્ધ રહીને અજ્ઞાની જીવોનું અનિચ્છાએ પણ જે મૃત્યુ થાય છે તેને અકામ મરણ કહે છે. તેને બાલ-મરણ પણ કહે છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૫

## ૫૪-પ્રત્યાખ્યાનના બે ભેદ

૧. દુષ્પ્રત્યાખ્યાન. ૨. સુપ્રત્યાખ્યાન

દુષ્પ્રત્યાખ્યાન-પ્રત્યાખ્યાન અને તેના વિષયનુ પૂરુ સ્વરૂપ જાણ્યા વિના કરેલ પ્રત્યાખ્યાન દુષ્પ્રત્યાખ્યાન ગણાય છે જેમકે કોઇ કહે કે મેં પ્રાણ (વિકલેન્દ્રિય), ભૂત (વનસ્પતિ), જીવ (પંચેન્દ્રિય), સત્ત્વ (પૃથ્વી કાયાદિ ચાર સ્થાવર)ની હિંસાના પ્રત્યાખ્યાન કરેલા છે. કિન્તુ તેને જીવ, અજીવ, ત્રસ, સ્થાવર આદિનું જ્ઞાન ન હોય તો તેવા પ્રત્યાખ્યાનની વાત કહેવી તે અસત્ય છે. ઉપરોક્ત હિંસાથી તે નિવૃત્ત થઈ શકતો નથી, તેથી તેના પ્રત્યાખ્યાન દુષ્પ્રત્યાખ્યાન છે.

સુપ્રત્યાખ્યાન-પ્રત્યાખ્યાન અને તેના વિષયને સંપૂર્ણપણે જાણનારના પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન છે. તેણે કરેલા પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વની હિંસાના પ્રત્યાખ્યાન સત્ય છે, કારણ તેનુ તેને જ્ઞાન છે તેથી તેની હિંસાથી નિવર્તી શકે છે. આ સુપ્રત્યાખ્યાન છે.

—ભગવતી સૂત્ર શતક ૭, ઉ. ૨ ના આધારે

## ૫૫-ગુણના બે પ્રકારે બે ભેદ

૧. મૂળ ગુણ, ઉત્તર ગુણ
૨. સ્વાભાવિક ગુણ, વૈભાવિક ગુણ

મૂળ ગુણ-ચારિત્રરૂપિ વૃક્ષના મૂળ (જડ) સમાન હોય તે મૂળ ગુણ. સાધુ મુનિરાજ માટે પાંચ મહાવ્રત અને શ્રાવકને માટે પાંચ અણુવ્રત મૂળ ગુણ છે.

ઉત્તર ગુણ-મૂળ ગુણની રક્ષા માટે ચારિત્ર રૂપ વૃક્ષની શાખા, પ્રશાખાવત્ જે ગુણો છે તે ઉત્તર ગુણ છે જેમકે સાધુ માટે પિંડ-

સર્વ બંધ-જ્યારે શરીર નવું ઉત્પન્ન થાય છે ત્યારે પ્રારંભ કાળમાં આત્માને સર્વ બંધ થાય છે, અર્થાત્ નવા શરીરનો આત્માની સાથે બંધ થવો તે સર્વ બંધ છે ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરની ઉત્પત્તિ વખતે સર્વ બંધ થાય છે આ બંધ એક સમય સુધી હોય છે

દેશ બંધ-ઉત્પત્તિ બાદ જ્યાં સુધી શરીર સ્થિર રહે છે ત્યાં સુધી થતા બંધને દેશ બંધ કહે છે તૈજસ અને કાર્મણ શરીરની ઉત્પત્તિ હોતી નથી, તેથી તેમાં હમેશા દેશ બંધ હોય છે ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરમાં બન્ને પ્રકારના બંધ હોય છે

—કર્મગ્રંથ ૧, ગાથા ૩૫

## ૫૩-મરણના બે ભેદ

૧ સકામ મરણ ૨ અકામ મરણ

સકામ મરણ-વિષયભોગોથી નિવૃત્ત થઈ ચારિત્રમાં રમણ કરનાર આત્માની આકુળતા રહિત, સંલેખણા સહિત અને પ્રાણાતિપાતાદિ પાપોના પ્રત્યાખ્યાન સહ જે મૃત્યુ થાય છે તે સકામ મરણ કહેવાય છે ઉક્ત જીવો માટે મૃત્યુ ભયરૂપ ન થતા ઉત્સવરૂપ બને છે સકામ મરણને પંડિત મરણ પણ કહે છે

અકામ મરણ-વિષયભોગોમાં ગૃદ્ધ રહીને અજ્ઞાની જીવોનું અનિચ્છાએ પણ જે મૃત્યુ થાય છે તેને અકામ મરણ કહે છે તેને ...રણ પણ કહે છે

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૫

## ૫૪-પ્રત્યાખ્યાનના બે ભેદ

૧. દુષ્પ્રત્યાખ્યાન ૨. સુપ્રત્યાખ્યાન

**દુષ્પ્રત્યાખ્યાન**-પ્રત્યાખ્યાન અને તેના વિષયનુ પુરુ સ્વરૂપ જાણ્યા વિના કરેલ પ્રત્યાખ્યાન દુષ્પ્રત્યાખ્યાન ગણાય છે. જેમકે કોઇ કહે કે મેં પ્રાણ (વિકલેન્દ્રિય), ભૂત (વનસ્પતિ), જીવ (પચેન્દ્રિય), સત્ત્વ (પૃથ્વી કાયાદિ ચાર સ્થાવર)ની હિંસાના પ્રત્યાખ્યાન કરેલા છે. કિન્તુ તેને જીવ, અજીવ, ત્રસ, સ્થાવર આદિનું જ્ઞાન ન હોય તો તેવા પ્રત્યાખ્યાનની વાત કહેવી તે અસત્ય છે ઉપરોક્ત હિંસાથી તે નિવૃત્ત થઈ શકતો નથી, તેથી તેના પ્રત્યાખ્યાન દુષ્પ્રત્યાખ્યાન છે.

**સુપ્રત્યાખ્યાન**-પ્રત્યાખ્યાન અને તેના વિષયને સંપૂર્ણપણે જાણનારના પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન છે. તેણે કરેલા પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વની હિંસાના પ્રત્યાખ્યાન સત્ય છે, કારણ તેનુ તેને જ્ઞાન છે તેથી તેની હિંસાથી નિવર્તી શકે છે. આ સુપ્રત્યાખ્યાન છે.

—ભગવતી સૂત્ર શતક ૭, ઉ ૨ ના આધારે

## ૫૫-ગુણના બે પ્રકારે બે ભેદ

૧. મૂળ ગુણ, ઉત્તર ગુણ
૨. સ્વાભાવિક ગુણ, વૈભાવિક ગુણ

**મૂળ ગુણ**-ચારિત્રરૂપિ વૃક્ષના મૂળ (જડ) સમાન હોય તે મૂળ ગુણ. સાધુ મુનિરાજ માટે પાચ મહાવ્રત અને શ્રાવકને માટે પાચ અણુવ્રત મૂળ ગુણ છે.

**ઉત્તર ગુણ**-મૂળ ગુણની રક્ષા માટે ચારિત્ર રૂપ વૃક્ષની શાખા, પ્રશાખાવત્ જે ગુણો છે તે ઉત્તર ગુણ છે જેમકે સાધુ માટે પિંડ-

વિશુદ્ધિ, સમિતિ, ભાવના, તપ પ્રતિમા, અભિગ્રહ આદિ અને શ્રાવકો માટે દિશાવ્રત આદિ ઉત્તર ગુણ છે

—સૂત્રકૃતાંગ સૂત્ર ૧-૧૪ પંચાશક વિવરણ ૫

**સ્વાભાવિક ગુણ**—પદાર્થોના નિજ ગુણને સ્વાભાવિક ગુણ કહે છે જેમકે આત્માના જ્ઞાન, દર્શન આદિ ગુણો

**વૈભાવિક ગુણ**—અન્ય દ્રવ્યના સંબંધથી જે ગુણ પેદા થાય તે વૈભાવિક ગુણ છે જેમકે આત્માના રાગ દ્વેષ વગેરે

## ૫૬-શ્રેણીના બે ભેદ

મોહનીય કર્મના ઉપશમ અથવા ક્ષય દ્વારા આત્મવિકાસ તરફ અગ્રગામી જીવોના મોહનીય કર્મના ઉપશમ અથવા ક્ષય કરવાના ક્રમને શ્રેણી કહે છે તેના બે ભેદ

૧ ઉપશમ શ્રેણી
૨ ક્ષપક શ્રેણી

### ઉપશમ શ્રેણી

આત્મવિકાસ તરફ અગ્રગામી જીવોના મોહ ઉપશમ કરવાના ક્રમને ઉપશમ શ્રેણી કહે છે તેનો આરંભ આ પ્રમાણે થાય છે

ઉપશમ શ્રેણીવર્તી જીવ પ્રશસ્ત અધ્યવસાયોમા રહીને અંતર્મુહૂર્ત પ્રમાણે કાળમા પ્રથમ એકીસાથે અનંતાનુબંધી કષાયોને ઉપશાન્ત કરે છે ત્યાર પછી અંતર્મુહૂર્તમા દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ એકસાથે ઉપશમાવે છે ત્યાર પછી છઠ્ઠા અને સાતમા ગુણસ્થાન અનેક વાર ગત્યાગતિ કર્યા બાદ તે જીવ આઠમું ગુણસ્થાન પ્રાપ્ત

કરે છે. આઠમું ગુણસ્થાન પ્રાપ્ત કર્યા બાદ જો પુરુષ હોય તો અનુદીર્ણ નપુંસક વેદનો ઉપશમ કરે છે અને ત્યાર બાદ સ્ત્રી વેદને દબાવે છે.

ત્યાર પછી હાસ્યાદિ ૭ નોકષાયોનો ઉપશમ કરી, પુરુષ વેદનો ઉપશમ કરે છે. કિન્તુ ઉપશમ શ્રેણી કરનાર જો સ્ત્રી હોય તો તે ક્રમશઃ નપુંસક વેદ, પુરુષ વેદ, હાસ્યાદિ ૭ નોકષાયો અને ત્યાર બાદ સ્ત્રી વેદનો ઉપશમ કરે છે. ઉપશમ શ્રેણી કરનાર જો નપુંસક હોય તો તે ક્રમશઃ સ્ત્રી વેદ, પુરુષ વેદ, હાસ્યાદિ ૭ નોકષાય અને ત્યાર બાદ નપુંસક વેદનો ઉપશમ કરે છે

પછી અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધનો એકસાથે ઉપશમ કરીને આત્મા સંજ્વલન ક્રોધનો ઉપશમ કરે છે.

ત્યાર બાદ તે આત્મા અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાનાવરણીય માનનો એકીસાથે ઉપશમ કરી, સંજ્વલનના માનનો ઉપશમ કરે છે.

તે જ પ્રમાણે તે આત્મા અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાનાવરણીય માયાનો ઉપશમ કરી સંજ્વલન માયાનો ઉપશમ કરે છે.

ત્યાર બાદ અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાનાવરણીય લોભનો ઉપશમ કરી અંતમા સંજ્વલન લોભનો ઉપશમ શરૂ થાય છે. હવે સંજ્વલન લોભના ઉપશમનો ક્રમ આ પ્રમાણે છે:

પહેલાં આત્મા સંજ્વલન લોભના ત્રણ ભેદ કરે છે. તેમાથી બે ભાગનો એકીસાથે ઉપશમ કરી આત્મા ત્રીજા ભાગના પુનઃ અસંખ્યાત ખંડ કરે છે, અને તેનો પૃથક્પૃથક્ રૂપે ભિન્નભિન્ન કાળમાં ઉપશમ કરે છે. સંખ્યાત ખંડોમાથી જ્યારે અંતિમ ખંડ રહી જાય છે ત્યારે આત્મા તેને પુનઃ અસંખ્યાત ખંડોમા વિભાજિત કરે છે,

અ ો ક્રમશ અકેક સમયમા અકેક ખ ડનો ઉપશમ કરે છે આ પ્રમાણે તે આત્મા મોહનીય કર્મ ી સર્વ પ્રકૃત્તિઓ ઉપશમાવે છે

ઉપશમ શ્રેણીની સ્થા ના (કોઠો) ીચે મુજબ છે, તે ઉપશમ શ્રેણી કરનાર પુરુષ આશ્રી લીધેલ છે —

| |
|---|
| ૪ અનતાનુબ ી કષાય-ચોથી પહેલા ઉપશમાવે |
| ત્યારબાદ મિથ્યાત્વ મિશ્ર સમ્યક્ત્વ મોહનીય |
| નપુસક વેદ |
| સ્ત્રી વેદ |
| હાસ્ય દિ છ ને કષ ય |
| પુરુ વેદ |
| અપ્ર યાખ્યાની ક્રોધ-પ્રત્યાખ્યાની ક્રોધ |
| સજ્વલ ા ક્રોધ |
| અપ્રત્યાખ્યાની મા ા પ્રત્યાખ્યાની માન |
| સજ્વલન માન |
| અપ્રત્યાખ્યાની માયા-પ્રત્યાખ્યાની માયા |
| સજ્વલન માયા |
| અપ્રત્યાખ્યાની લોભ-પ્રત્યા યાની લોભ |
| સજ્વલ ા લોભ |
| ઉપશાન્ત મોહ ૧૧મું ગુણસ્થાનક |

અનન્તાનુબંધી કષાય અને દર્શન મોહનીયની સાત પ્રકૃતિઓનો ઉપશમ કરવાથી જીવ અપૂર્વ કરણ (નિવૃત્તિ બાદર) નામના આઠમા ગુણસ્થાનવાળો થાય છે. આઠમા ગુણસ્થાનેથી જીવ અનિવૃત્તિ બાદર નામનું નવમું ગુણસ્થાન પ્રાપ્ત કરે છે. અહીં રહેલો જીવ સંજ્વલન લોભના ત્રીજા ભાગના અંતિમ સંખ્યાતમા ખંડ સિવાય મોહનીયની શેષ બધી પ્રકૃતિઓનો ઉપશમ કરે છે, અને સૂક્ષ્મ સંપરાય નામનું દશમુ ગુણસ્થાન પ્રાપ્ત કરે છે.

આ દશમા ગુણસ્થાનમાં જીવ ઉપર જણાવેલ સંજ્વલન લોભના અંતિમ સંખ્યાતા ખંડના અસંખ્યાત ખંડ કરીને તેને ઉપશાન્ત કરે છે અને મોહનીય કર્મની બધી પ્રકૃતિઓને ઉપશાન્ત કરી ઉપશાન્ત મોહ નામના અગિયારમા ગુણસ્થાને પહોંચે છે.

ઉપરોક્ત પ્રકૃતિઓનો ઉપશમ કાળ સર્વત્ર અંતર્મુહૂર્ત હોય છે. તે પ્રમાણે આખી શ્રેણીનું કાળપરિમાણ પણ અંતર્મુહૂર્ત જ છે અગિયારમા ગુણસ્થાનની સ્થિતિ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત પરિમાણ પૂરી કરી જીવ ઉપશાન્ત મોહનો ઉદય થવાથી નીચેના ગુણસ્થાનમાં પાછો ફરે છે. તે ગુણસ્થાને રહ્યો થકો જીવ જો કાળ કરે તો અનુત્તર વિમાનમા અવિરતિ સમ્યગ્ દષ્ટિ દેવતા બને છે.

સિદ્ધાન્તાનુસાર ઉપશમ શ્રેણી પૂરી કરી પાછો વળેલો જીવ અપ્રમત્ત અથવા પ્રમત્ત ગુણસ્થાનમા રહે છે. પણ કર્મગ્રંથના મતાનુસાર તે જીવ પાછો ફરતાં મિથ્યાદષ્ટિ ગુણસ્થાન (પહેલુ ગુણસ્થાન) સુધી પહોંચી જાય છે.

ઉપશમ શ્રેણીનો આરંભ કોણ કરે છે તે વિષયમાં મતભેદ છે. કેટલાક આચાર્યોનું કહેવું છે કે અપ્રમત્ત સંયત ઉપશમ શ્રેણીનો આરંભ કરે છે. ત્યારે કેટલાકોનું એમ કહેવું છે કે અવિરત, દેશ-

આ સોળ પ્રકૃતિઓનો ક્ષય કરી જીવ પ્રત્યાખ્યાનાવરણીય અને અપ્રત્યાખ્યાની કષાયોની આઠ પ્રકૃતિના અવશિષ્ટ અંશનો ક્ષય કરી દે છે

ત્યાર બાદ ક્ષપક શ્રેણીએ ચડનાર જીવ પુરુષ હોય તો તે ક્રમશ નપુંસક વેદ, સ્ત્રી વેદ, હાસ્યાદિ છ નોકષાયનો ક્ષય કરે છે

ત્યાર બાદ પુરુષ વેદના ત્રણ ભેદ કરે છે આ ત્રણ ખંડોમાથી પહેલા બે ખંડોનો એક જ સાથે ક્ષય કરે છે, અને ત્રીજા ખંડને સંજ્વલનના ક્રોધમા મેળવે છે જો નપુંસક કે સ્ત્રીએ આ શ્રેણી માડી હોય તો તે પોતપોતાના વેદનો ક્ષય તો અતમા કરે છે અને બાકીના બે વેદોમાથી પ્રથમ વેદનો પહેલા અને બીજાનો ત્યાર બાદ ક્ષય કરે છે જે પ્રમાણે ઉપશમ શ્રેણીમા બતાવ્યુ છે તે પ્રમાણે સમજવુ

હવે તે આત્મા ક્રમશ સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભ માથી પ્રત્યેકનો પૃથક્પૃથક્ ક્ષય કરે છે પુરુષ વેદની માફક આ દરેકના ત્રણ ત્રણ ખંડ કરવામા આવે છે અને ત્રીજો ખંડ આગળની પ્રકૃતિઓના ખંડોમા મેળવવામા આવે છે, જેમકે ક્રોધનો ત્રીજો ખંડ માનમા ઇત્યાદિ લોભના ત્રીજા ખંડના અસખ્યાત ખંડ કરી એકેક ખંડને તે શ્રેણીવર્તી જીવ ભિન્નભિન્ન સમયે ક્ષય કરે છે આ અસખ્યાત ખંડોમાથી અંતિમ ખંડને આત્મા પુન અસખ્યાત ખંડોમા વિભાજિત કરે છે અને પ્રત્યેક સમયે એકેકનો ક્ષય કરે છે

અહીં બધી પ્રકૃતિઓનો ક્ષપક માત્ર અંતર્મુહૂર્તનો જાણવો આખી ય શ્રેણીનું કાળપરિમાણ પણ અસખ્યાત લઘુ અંતર્મુહૂર્ત પરિમાણ એક ગુરુ અંતર્મુહૂર્ત જાણવુ

ક્ષપક શ્રેણીની સ્થાપના (કોઠો) શ્રેણી માડનાર પુરુષ આશ્રી નીચે પ્રમાણે છે અને દરેક પ્રકૃતિની બાજુમા તે વખતે આત્મા કયા ગુણસ્થાને હોય છે તે બતાવેલુ છે

| | |
|---|---|
| ૪ અનંતાનુબંધીનો ક્ષય | ગુણસ્થાન ૪, ૫, ૬, ૭, માનું કોઈ પણ |
| ૧ મિથ્યાત્વ મોહનીય | |
| ૧ મિશ્ર મોહનીય | |
| ૧ સમ્યક્ત્વ મોહનીય | |
| ૧ નરક આયુ, ૧ તિર્યંચ આયુ ૧ દેવ આયુ | |
| ૧૬ એકેન્દ્રિય આદિ | ૯મા ગુણસ્થાનના ૧લા ભાગે |
| ૪ અપ્રત્યાખ્યાની કષાય ૪ પ્રત્યાખ્યાનાવરણીય કષાય | ૯મા ગુણસ્થાનના ૨ જા ભાગે |
| ૧ નપુંસક વેદ | → ૯મા ગુણસ્થાનના ૩જા ભાગે |
| ૧ સ્ત્રી વેદ | → ૯મા ગુણસ્થાનના ૪થા ભાગે |
| ૬ હાસ્યાદિનોકષાય | → ૯મા ગુણસ્થાનના ૫મા ભાગે |
| ૧ પુરુષ વેદ | → ૯મા ગુણસ્થાનના ૬ઠ્ઠા ભાગે |
| ૧ સંજ્વલન ક્રોધ | → ૯મા ગુણસ્થાનના ૭મા ભાગે |
| ૧ સંજ્વલન માન | → ૯મા ગુણસ્થાનના ૮મા ભાગે |
| ૧ સંજ્વલન માયા | → ૯મા ગુણસ્થાનના ૯મા ભાગે |
| ૧ સંજ્વલન લોભ | → ૧૦મા ગુણસ્થાને ક્ષય |
| ૨ નિદ્રાદિક | → ૧૨મા ગુણસ્થાને ક્ષય |
| ૫ જ્ઞાનાવરણીય, ૪ દર્શનાવરણીય ૫ અંતરાય | ૧૨મા ગુણસ્થાને ક્ષય |
| ૭૨ પ્રકૃતિ ક્ષય | → ૧૪મા ગુણસ્થાને ક્ષય ઉપાન્તે |
| ૧૩ પ્રકૃતિ ક્ષય | → ૧૪મા ગુણસ્થાને ક્ષય અંતમા |
| સિદ્ધિ-મોક્ષપ્રાપ્તિ | |

**મહા સામાન્ય** (પર સામાન્ય)—પરમ સત્તા જેમા જીવાજી વાદિ સંપૂર્ણ પદાર્થોની એક સરૂપતાનો બોધ થાય તેને મહા સામાન્ય કહે છે જેમકે "સત" કહેવાથી સર્વે પદાર્થોનો બોધ થઇ જાય છે તેનો વિષય સૌથી અધિક છે, તેથી તેને મહા સામાન્ય કહે છે

**અવાન્તર સામાન્ય** (અપર સામાન્ય અથવા સામાન્ય વિશેષ)—મહા સામાન્યની અપેક્ષાએ જેનો વિષય ઓછો હોય કિન્તુ સજાતીય પદાર્થોમા એકતાનો બોધ કરાવે તે અવાન્તર સામાન્ય છે જેમકે જીવત્વ સર્વે જીવોમા એકતાસૂચક છે, પરતુ દ્રવ્યત્વ આદિની અપેક્ષાએ વિશેષ છે

**તિર્યક્ સામાન્ય**—ભિન્નભિન્ન વ્યક્તિઓમા રહેલો સામાન્ય ધર્મ તિર્યક્ સામાન્ય છે જેમકે કાળી, પીળી, સફેદ વગેરે ગાયોમા ગૌત્વ

**ઊર્ધ્વતા સામાન્ય**—એક જ વસ્તુની પૂર્વાપર પર્યાયોમા રહેલો સાધારણ ધર્મ ઊર્ધ્વતા સામાન્ય છે જેમકે કડા, કકણ, માળા વગેરે એક જ સોનાની ક્રમિક અવસ્થાઓમા રહેલ સુવર્ણત્વ

—પ્રમાણનય તત્ત્વાલોકાલકાર પરિચ્છેદ ૫

## ૬૦ દ્રવ્યના બે ભેદ

**રૂપી**—જે દ્રવ્યમા વર્ણ, ગધ, રસ અને સ્પર્શ લાભે (હોય) અને જે મૂર્ત હોય તેને રૂપી કહે છે પુદ્‌ગલ દ્રવ્ય રૂપી છે

**અરૂપી**—જે દ્રવ્યમા વર્ણ ગધ, રસ અને સ્પર્શ ન લાભે અને જે અમૂર્ત હોય તેને અરૂપી કહે છે પુદ્‌ગલ સિવાયના બધા દ્રવ્યો અરૂપી છે

—તત્ત્વાર્થ સૂત્ર, અધ્ય ૫

## ૬૧-રૂપીના બે ભેદ

૧. આઠ સ્પર્શી, ૨. ચાર સ્પર્શી.

આઠ સ્પર્શી રૂપી—વર્ણ, ગંધ, રસ અને સંસ્થાનની સાથે જેમા હલકો ભારી વગેરે આઠે સ્પર્શ લાભે તેને આઠ સ્પર્શી કહે છે

ચાર સ્પર્શી રૂપી—વર્ણ, ગધ, રસ અને શીત, ઉષ્ણ, રૂક્ષ અને સ્નિગ્ધ એ ચાર સ્પર્શ જેમા લાભે તેને ચાર સ્પર્શી (ચોસ્પર્શી) રૂપી કહે છે

—ભગવતી શતક ૧૨, ઉદ્દેશા ૫

# શ્રી

# જૈન સિદ્ધાંત

## બોલ સંગ્રહ

### ભાગ ૧ લો

### ત્રણની સંખ્યાના બોલ

### (બોલ નં ૬૨ થી ૧૨૯)

वायणाए णं भन्ते जीवे किं जणयइ।
निज्जर जणयइ सुयस्स य अणासायणाए वट्टए। सुयस अणासायणाए वट्टमाणे तित्थधम्मं अवलम्बइ। तित्थधम्मं अवलम्बमाणे महानिज्जरे महापज्जवसाणे भवइ ॥ १९

હે પૂજ્ય' વાચનથી જીવ શુ પ્રાપ્ત કરે છે?

વાચનથી કર્મની નિર્જરા થાય છે અને સૂત્રપ્રેમ થવાથી જ્ઞાનમા વૃદ્ધિ થાય છે. તેવા સૂત્રપ્રેમથી તીર્થંકરોના ધર્મનું અવલંબન મળે છે સત્યધર્મના અવલંબન વડે કર્મની મહા નિર્જરા કરી નિષ્કર્મી બને છે

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯ ૧૯

## ૬૨-દ્રવ્ય, ગુણ, પર્યાય

૧. દ્રવ્ય—જેમાં ગુણ અને પર્યાય હોય તે દ્રવ્ય છે.

૨. ગુણ—જે દ્રવ્યને આશ્રિત રહે છે તે ગુણ છે. ગુણ હમેશાં દ્રવ્યની અંદર જ રહે છે. તેનું સ્વતંત્ર કોઇ સ્થાન નથી.

—ઉત્તરાધ્યયન અ. ૨૮. તત્ત્વાર્થ સૂત્ર અ. ૫

૩. પર્યાય—પર્યાય એટલે પલટતી અવસ્થા. તે દ્રવ્ય અને ગુણ બન્નેને આશ્રિત થઇને રહે છે.

જેમકે આત્મા એ દ્રવ્ય છે. ચેતના, જ્ઞાનાદિ તે તેના ગુણ છે. અને કર્મવશાત્ ભિન્નભિન્ન રીતે રૂપાંતર થાય છે તે તેના પર્યાયો છે.

સોનાના હારને ભંગાવી કડાં બનાવવામાં આવે, તો સોનું "દ્રવ્ય" આ બન્ને અવસ્થાઓમા કાયમ રહ્યું, પરંતુ તેની હાલત બદલી ગઇ. આ રૂપાન્તરને પર્યાય કહે છે.

—ઉત્તરાધ્યયન અ. ૨૮

## ૬૩-ગુણ તત્ત્વ

પરમાર્થને તત્ત્વ કહે છે. તત્ત્વ ત્રણ છેઃ—

૧. દેવ, ૨. ગુરુ, ૩. ધર્મ.

૧. દેવ—કર્મશત્રુનો નાશ કરનાર, અઢાર દોષ રહિત, સર્વજ્ઞ, વીતરાગ, હિતોપદેશક અરિહંત ભગવાન દેવ છે.

—યોગશાસ્ત્ર પ્રકરણ ૨, શ્લોક ૪

૨. ગુરુ—નિર્ગ્રંથ (પરિગ્રહ રહિત), કંચન-કામિનીના ત્યાગી, પાંચ મહાવ્રતધારી, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિયુક્ત, છકાયના જીવોના રક્ષક, ૨૭ ગુણે કરી સહિત તથા વીતરાગની આજ્ઞાનુસાર વિચરનાર, ધર્મોપદેશક સાધુમહાત્મા ગુરુ છે

—યોગશાસ્ત્ર પ્રકરણ ૨, શ્લોક ૮

૩ ધર્મ—સર્વજ્ઞ ભાષિત, દયામય, વિનયમૂલક, આત્મા અને કર્મોના ભેદ બતાવનાર, મોક્ષતત્ત્વના પ્રરૂપક શાસ્ત્રો તે ધર્મતત્ત્વ છે

નોંધ—નિશ્ચયમાં આત્મા એ દેવ, જ્ઞાન એ ગુરુ અને ઉપયોગ એ ધર્મ છે

—ધર્મસંગ્રહ અધિકાર ૨ શ્લોક ૨૧-૨૩ ટીકા
—યોગશાસ્ત્ર પ્રકરણ ૨, શ્લોક ૪ ૧૧

## ૬૪-સત્તા

સત્તા અર્થાત્ વસ્તુનું સ્વરૂપ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય રૂપ છે આવશ્યક મલયગિરિ દ્વિતીય ખંડમાં સત્તાના લક્ષણમાં કહ્યું છે કે.-

"उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा।"

૧. ઉત્પાદ—નવીન પર્યાયોની ઉત્પત્તિ થવી તે ઉત્પાદ.

૨. વ્યય—વિદ્યમાન પર્યાયોનો નાશ થવો તે વ્યય.

૩. ધ્રૌવ્ય—પોતપોતાની જાતિ ન છોડવી એ જ બધા દ્રવ્યોનું ધ્રૌવ્ય છે. દ્રવ્યત્વરૂપ શાશ્વત અંશ જેથી પર્યાયોના અનુવૃત્તિ રૂપથી રહે છે

ઉત્પાત, વ્યય અને ધ્રૌવ્યાત્મક રહેવું તે વસ્તુમાત્રનું સ્વરૂપ છે. એ ત્રણે ભિન્નભિન્ન સ્વરૂપે હોવા છતાં પરસ્પર સાપેક્ષ છે. તેથી વસ્તુ દ્રવ્ય રૂપે નિત્ય અને પર્યાય રૂપે અનિત્ય મનાય છે.

—તત્ત્વાર્થ સૂત્ર અધ્ય. ૫

## ૬૫-લોક

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયથી વ્યાપ્ત, સંપૂર્ણ દ્રવ્યોના આધારભૂત, ચૌદ રજ્જુ પરિમાણ આકાશ ખંડને લોક કહે છે. લોકનો આકાર શરાવના આકાર જેવો છે. કોડિયાને ઊંધું વાળી તેના ઉપર મૃદંગ ઊભું મૂકયું હોય તેવો છે. અથવા કેડથી નીચે પહોળો થતો જામો પહેરી કમર ઉપર બન્ને હાથ રાખી ગોળ ફરતા પુરુષ જેવો છે.

પગથી કમર સુધીનો ભાગ અધો લોક છે. તેમાં સાત નરક છે. નાભિની જગ્યાએ મધ્ય લોક છે. તેમાં દ્વીપ અને સમુદ્રો છે. તેમાં મનુષ્ય અને તિર્યંચો વસે છે. નાભિની ઉપરનો ભાગ ઊર્ધ્વ-લોક છે. તેમાં ગરદનથી નીચેના ભાગમાં બાર દેવલોક છે. ગરદનના ભાગમાં નવ ગ્રૈવેયક છે. મોઢાના ભાગમા પાંચ અનુત્તર વિમાન છે. અને મસ્તકના ભાગમાં સિદ્ધ શિલા છે.

લોકનો વિસ્તાર મૂળમાં સાત રજ્જુ છે. ઉપર ક્રમથી ઘટતો જતો સાત રજ્જુની ઊંચાઈએ એક રજ્જુનો વિસ્તાર છે. ત્યાર બાદ વધતા જતાં સવા દશથી સાડા દશ રજ્જુની ઊંચાઈ પર વિસ્તાર પાંચ રજ્જુ છે. ત્યાર બાદ ક્રમશઃ ઘટતા જતા મૂળથી ચૌદ રજ્જુની

તપેલા લોઢામા પાણીની માફક એકમેક કરી દે છે તે સ્થાને યોનિ કહે છે યોનિના ત્રણ પ્રકારે ત્રણ ભેદ છે —

૧ સચિત્ત, ૨ અચિત્ત, ૩ મિશ્ર (સચિત્તાચિત્ત)

૧ શીત, ૨ ઉષ્ણ ૩ શીતોષ્ણ

૧ સવૃત્ત, ૨ વિવૃત્ત ૩ સવૃત્ત વિવૃત્ત

**સચિત્ત યોનિ**—જે યોનિ જીવ પ્રદેશોથી વ્યાપ્ત છે તેને સચિત્ત યોનિ કહે છે

**અચિત્ત યોનિ**—જે યોનિ જીવ પ્રદેશોથી વ્યાપ્ત ન હોય તો અચિત્ત યોનિ કહે છે

**સચિત્તાચિત્ત યોનિ**—જે યોનિ કોઈ ભાગમા જીવયુક્ત હોય અને કોઈ ભાગમા જીવરહિત હોય તો સચિત્તાચિત્ત (મિશ્ર) યોનિ કહે છે

દેવ અને નારકીની યોનિ અચિત્ત છે ગર્ભજ જીવોની મિશ્ર યોનિ અને શેષ જીવોની (પૃથ્વી આદિની અને સંમૂર્છિમ મનુષ્યાદિની) ત્રિવિધ છે

**શીત યોનિ**—જે ઉત્પત્તિસ્થાનમા શીત સ્પર્શ હોય તો શીત યોનિ કહે છે

**ઉષ્ણ યોનિ**—જે ઉત્પત્તિસ્થાનમા ઉષ્ણ સ્પર્શ હોય તો ઉષ્ણ યોનિ કહે છે

**શીતોષ્ણ યોનિ**—જે ઉત્પત્તિસ્થાનમાં થોડો શીત અને થોડો ઉષ્ણ સ્પર્શ હોય તેને શીતોષ્ણ યોનિ કહે છે.

સર્વે દેવો અને ગર્ભજ જીવો શીતોષ્ણ યોનિવાળા, તેજસ્ કાય ઉષ્ણ યોનિવાળા, નારકી શીત અને ઉષ્ણ એ બે યોનિયોવાળા અને બાકીના ત્રિવિધ છે.

**સંવૃત્ત યોનિ**—જે ઉત્પત્તિસ્થાન ઢંકાયેલ કે દબાયેલ હોય તેને સંવૃત્ત યોનિ કહે છે.

**વિવૃત્ત યોનિ**—જે ઉત્પત્તિસ્થાન ખુલ્લું હોય તેને વિવૃત્ત યોનિ કહે છે

**સંવૃત્ત-વિવૃત્ત યોનિ**—જે ઉત્પત્તિસ્થાન કાંઈક ઢંકાયેલું અને કાંઈક ખુલ્લું હોય તેને સંવૃત્ત-વિવૃત્ત યોનિ કહે છે.

દેવ, નારકી અને એકેન્દ્રિય જીવોની સંવૃત્ત, ગર્ભજ જીવોની સંવૃત્ત વિવૃત્ત અને શેષ જીવોની વિવૃત્ત યોનિ હોય છે.

—ઠાણાંગ ૩, ઉદ્દેશા ૧, સૂ. ૧૪૦
—તત્ત્વાર્થ સૂત્ર, અધ્ય ૨

## ૬૮-ત્રણ વેદ

મૈથુન સેવવાની અભિલાષાને વેદ (ભાવ વેદ) કહે છે. આ નોકષાય મોહનીય કર્મના ઉદયથી હોય છે

સ્ત્રી પુરુષ આદિના બાહ્ય ચિન્હ તે દ્રવ્ય વેદ છે એ નામ કર્મના ઉદયથી પ્રગટ થાય છે

વેદના ત્રણ ભેદ —૧ સ્ત્રી વેદ, ૨ પુરુષ વેદ ૩ નપુંસક વેદ

૧. સ્ત્રી વેદ—જેમ પિત્તવશ મધુર પદાર્થની રુચિ થાય છે તેમ જે કર્મના ઉદયથી સ્ત્રીને પુરુષ સાથે રમણ કરવાની ઇચ્છા થાય છે તેને સ્ત્રી વેદ કહે છે

૨. પુરુષ વેદ—જેમ કફવશ ખાટા પદાર્થની રુચિ થાય છે તેમ જે કર્મના ઉદયથી પુરુષની સ્ત્રી સાથે રમણ કરવાની ઇચ્છા થાય છે તેને પુરુષ વેદ કહે છે

૩ નપુંસક વેદ—જેમ પિત્ત અને કફવશ મદ્યની રુચિ થાય છે તેમ જે કર્મના ઉદયથી નપુંસકને સ્ત્રી અને પુરુષ ઉભયની સાથે રમણ કરવાની અભિલાષા થાય છે તેને નપુંસક વેદ કહે છે

નોંધ—આ ત્રણે વેદ(સ્ત્રી પુરુષ નપુંસક)નું સ્વરૂપ સમજવા ક્રમશ છાણાની અગ્નિ તૃણની અગ્નિ અને નગરદાહના દૃષ્ટાંતો આપ્યા છે

—અભિધાન રાજેન્દ્ર કોષ ભા ૬ પૃ ૧૪૨૭
—પ્રજ્ઞા૦ પદ ૨૩ ૪ કર્મગ્રંથ ભા ૧

૬૯-જીવના ત્રણ ભેદ

...ર્ન—૧ ... અસંયત, ૩ સંયતાસંયત
... કહે છે

૧. સંયત જીવ—જે સર્વ સાવદ્ય (સપાપ) વ્યાપારોથી નિવૃત્ત થયેલ હોય એવા છઠ્ઠાથી ચૌદમા ગુણસ્થાનવર્તી અને સામાયિકાદિ સંયમવાળા સાધુને સંયતી કહે છે.

૨. અસંયત જીવ—પહેલા ગુણસ્થાનથી ચોથા ગુણસ્થાનવાળા અવિરતિ જીવને અસંયત કહે છે.

૩. સંયતાસંયત—જે થોડે અંશે વિરતિ અને થોડે અંશે અવિરતિ હોય એવા દેશવિરતિ અર્થાત્ પાંચમા ગુણસ્થાનવર્તી શ્રાવકને સંયતાસંયત કહે છે.

—ભગવતી શતક ૬, ઉદ્દેશા ૩

## ૭૦-વનસ્પતિના ત્રણ ભેદ

૧. સંખ્યાત જીવિક, ૨. અસંખ્યાત જીવિક, ૩ અનંત જીવિક

૧. સંખ્યાત જીવિક—જે વનસ્પતિમાં સંખ્યાત જીવ હોય તેને સખ્યાત જીવિક કહે છે. જેમ કે કાંટવાળુ ફૂલ.

૨. અસંખ્યાત જીવિક—જે વનસ્પતિમા અસંખ્ય જીવ હોય તેને અસંખ્યાત જીવિક વનસ્પતિ કહે છે. જેવા કે લીંમડો, કેરી વગેરેનાં છાલ, શાખા, અંકુર વગેરે.

,૩. અનંત જીવિક—જે વનસ્પતિમાં અનંત જીવ હોય તેને અનંત જીવિક વનસ્પતિ કહે છે જેવા કે કંદમૂળ, બટાટા, સુરણ, આદુ, લીલી હળદર વગેરે.

—ઠાણાંગ ૩, સૂત્ર ૧૪૨

## ૭૧-મનુષ્યોના ત્રણ ભેદ

૧ કર્મભૂમિજ, ૨ અકર્મભૂમિજ, ૩ અંતરદ્વીપક

૧. કર્મભૂમિજ—ખેતી, વાણિજ્ય તપ, સંયમ, અનુષ્ઠાન વગેરે કર્મપ્રધાન ભૂમિને કર્મભૂમિ કહે છે પાંચ ભારત, પાંચ ઐરાવત, પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રો કર્મભૂમિના છે તેમાં ઉત્પન્ન થતા મનુષ્યો કર્મભૂમિજ કહેવાય છે તેઓ અસિ, મસિ અને કૃષિ એ ત્રણ કર્મોથી નિર્વાહ કરે છે

૨. અકર્મભૂમિજ—કૃષિ (ખેતી), વાણિજ્ય (વ્યાપાર) તપ, સંયમ અનુષ્ઠાન વગેરે કર્મ જ્યાં ન હોય તેને અકર્મભૂમિ કહે છે પાંચ હૈમવત પાંચ હૈરણ્યવત પાંચ હરિવર્ષ પાંચ રમ્યકવર્ષ, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ, એ ત્રીસ ક્ષેત્રો અકર્મભૂમિના છે આ ક્ષેત્રોમાં જન્મેલા મનુષ્યો અકર્મભૂમિજ કહેવાય છે ત્યાં અસિ, મસિ અને કૃષિનો વ્યાપાર હોતો નથી આ ક્ષેત્રમાં દશ પ્રકારના કલ્પવૃક્ષ હોય છે તેનાથી અકર્મભૂમિજ મનુષ્યો નિર્વાહ કરે છે કર્મ ન કરવાથી અને કલ્પવૃક્ષો દ્વારા ભોગ પ્રાપ્ત થવાથી આ ક્ષેત્રો ભોગભૂમિ અને ત્યાંના માણસોને ભોગભૂમિજ કહે છે ત્યાં સ્ત્રી પુરુષ જોડકે (યુગલ) જન્મે છે તેથી તે યુગલિયા પણ કહે છે

૩ અંતરદ્વીપક—લવણ સમુદ્રમાં ચુલ્લ હિમવન પર્વતની પૂર્વમાં અને પશ્ચિમમાં બન્ને દાઢા નીકળે છે એકેકી દાઢા ઉપર સાતસાત અંતરદ્વીપ છે લવણ સમુદ્રની વચમાં હોઈ અને પરસ્પર દ્વીપો અંતર હોવાથી તે અંતરદ્વીપ કહે છે અકર્મભૂમિ માફક અહીં

પણ કૃષિ આદિ વ્યાપાર નથી, અને કલ્પવૃક્ષ છે. તેમાં રહેનાર મનુષ્યો અંતરદ્વીપક કહેવાય છે. તે પણ યુગલિયા હોય છે.

—ઠાણાંગ ૩, ઉદ્દેશા. ૧, સૂત્ર ૧૩૦
—પન્નવણા પદ-૧
—જીવાભિગમ સૂત્ર

## ૭૨-કર્મના ત્રણ ભેદ

૧. અસિ, ૨. મસિ, ૩. કૃષિ.

૧. અસિકર્મ—તલવાર વગેરે શસ્ત્ર રાખી તેનાથી નિર્વાહ કરવો તેને અસિકર્મ કહે છે. જેમકે સેનામા નોકરી કરવી.

૨. મસિકર્મ—લેખન દ્વારા નિર્વાહ કરવો તે મસિકર્મ.

૩. કૃષિકર્મ—ખેતી દ્વારા નિર્વાહ કરવો તે કૃષિકર્મ

—અભિધાન રાજેન્દ્રકોષ ભા. ૧, પૃ. ૮૪૬
—જીવાભિગમ પ્રતિપતિ ૩, ૩. ૩
—તંદુલ વયાલી પયન્ના

## ૭૩-ત્રણ અછેદ્ય (જેના વિભાગ ન થઈ શકે તે)

૧. સમય, ૨. પ્રદેશ, ૩. પરમાણુ.

૧. સમય—કાળના અત્યંત સૂક્ષ્મ અંશ જેના વિભાગ ન થઇ શકે તેને સમય કહે છે.

૨. પ્રદેશ—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાયના સ્કંધો તથા દેશમાં મળેલ અતિસૂક્ષ્મ નિરવયવ (જેના બે ખંડ થઇ ન શકે તે) અંશને પ્રદેશ કહે છે.

૩. પરમાણુ—સ્કંધ અથવા દેશથી અલગ પડેલ અતિસૂક્ષ્મ (નિરંશ) પુદ્ગલને પરમાણુ કહે છે.

આ ત્રણેનું છેદન, ભેદન, ગ્રહણ થઇ શકતું નથી. તેના બે વિભાગ નહિ થઈ શકવાથી તે અવિભાગી છે. ત્રણ વિભાગ ન થઇ શકવાથી તે મધ્ય રહિત છે. અને નિરવયવ છે તેથી વિભાગ થઇ શકતા નથી.

—ઠાણાંગ ૩, ઉ. ૨, સૂત્ર ૧૬૬

## ૭૪-ત્રણ જિન

૧.અવધિજ્ઞાની જિન,૨.મનઃપર્યવજ્ઞાની જિન,૩. કેવળજ્ઞાની જિન.

રાગદ્વેષ મોહને જીતનાર જિન કહેવાય છે. કેવળજ્ઞાની તો સર્વથા રાગદ્વેષને જીતનાર તથા પૂર્ણ નિશ્ચય-પ્રત્યક્ષ જ્ઞાનવાન હોવાથી સાક્ષાત્ (ઉપચાર રહિત) જિન છે.

અવધિજ્ઞાની અને મન પર્યવજ્ઞાની નિશ્ચય પ્રત્યક્ષ જ્ઞાનવાળા હોય છે. તેથી તેઓ પણ જિન હોવાથી જિન જેવા કહેવાય છે. એ બન્ને ઉપચારથી જિન છે અને નિશ્ચય-પ્રત્યક્ષ જ્ઞાન જ ઉપચારનું કારણ છે

## ૭૫-દુઃસંજ્ઞાપ્ત

જેને કષ્ટપૂર્વક મહેનતથી સમજાવી શકાય તે દુઃસંજ્ઞાપ્ત કહેવાય છે તેના ત્રણ ભેદ:—

૧. દ્વિષ્ટ, ૨. મૂઢ, ૩ વ્યુદ્ગ્રાહિત.

૧. દ્વિષ્ટ—તત્ત્વ અથવા વ્યાખ્યાનની તરફ દ્વેષ હોવાથી જે જીવ ઉપદેશ અંગીકાર કરતા નથી તે દ્વિષ્ટ છે, તેથી તેઓ દુ સંજ્ઞાપ્ત છે.

૨. મૂઢ—ગુણદોષના અજાણ, અવિવેકી, મૂઢ પુરુષ વ્યાખ્યાતાના ઉપદેશને યથાર્થ અનુસરતો નથી તેથી તે દુઃસંજ્ઞાપ્ત છે.

૩. વ્યુદ્ગ્રાહિત—કુવ્યાખ્યાનીના ઉપદેશથી જેનામાં વિપરીત ધારણાએ જડ નાખેલી હોય તેને સમજાવવો પણ મુશ્કેલ છે. તેથી વ્યુદ્ગ્રાહિત પણ દુઃસંજ્ઞાપ્ત હોય છે.

—ઠાણાંગ ૩, ઉ. ૪, સૂત્ર ૨૦૩

## ૭૬-ધર્મના ત્રણ ભેદ

૧. શ્રુત ધર્મ, ૨. ચારિત્ર ધર્મ, ૩. અસ્તિકાય ધર્મ.

**નોંધ**—શ્રુત અને ચારિત્ર ધર્મની વ્યાખ્યા માટે જુઓ બોલ નં. ૧૮, પૃષ્ઠ ૨૦.

**અસ્તિકાય ધર્મ**— ધર્માસ્તિકાય આદિને અસ્તિકાય ધર્મ કહે છે.

—ઠાણાંગ ૩, ઉ. ૩, સૂ. ૧૮૮

(૧) સુઅધીત, (૨) સુધ્યાત અને (૩) સુતપના ભેદથી પણ ધર્મ ત્રણ પ્રકારે છે.

૧. **સુઅધીત**—કાળ વિનય આદિની આરાધનાપૂર્વક ગુરુ પાસેથી સૂત્ર રૂપે મેળવેલ જ્ઞાન સુઅધીત કહેવાય છે.

૨. **સુધ્યાત**—ગુરુની પાસેથી એ સૂત્રોનો અર્થ સાંભળી હૃદયમાં ધારણ કરવું તે સુધ્યાત કહેવાય છે.

૩. **સુતપ**—ઇહ લોકાદિની આશંકા રહિત તપ સુતપ કહેવાય છે.

—ઠાણાંગ ૩, ઉ. ૪, સૂત્ર ૨૧૭

## ૭૭-દર્શનના ત્રણ ભેદ

૧ સમ્યગ્ દર્શન, ૨ મિથ્યા દર્શન, ૩ મિશ્ર દર્શન

**૧. સમ્યગ્ દર્શન**—મિથ્યાત્વ મોહનીય કર્મના ક્ષય, ઉપશમ અથવા તો ક્ષયોપશમથી આત્મામાં જે પરિણામ પેદા થાય છે તેને સમ્યગ્ દર્શન કહે છે સમ્યગ્ દર્શન થવાથી મતિ આદિ અજ્ઞાન પણ સમ્યગ્ જ્ઞાન રૂપે પરિણત થાય છે

**૨. મિથ્યા દર્શન**—મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયથી અદેવમાં દેવબુદ્ધિ, અને અધર્મમાં ધર્મબુદ્ધિ આદિ આત્માની વિપરીત શ્રદ્ધાને મિથ્યા દર્શન કહે છે

—ભગવતીશતક ૮, ઉ ૨

**૩. મિશ્ર દર્શન**—મિશ્ર મોહનીય કર્મના ઉદયથી આત્માને કંઈક અયથાર્થ તત્ત્વ અને કાંઇક યથાર્થ તત્ત્વ ઉપર શ્રદ્ધા આવવી તે મિશ્ર (સમમિથ્યા) દર્શન કહે છે

—ભગવતીશતક ૮ ઉ ૨
—ઠાણાંગ ૩ ઉ ૩, સૂત્ર ૧૮૪
—વિશેષાવશ્યક ભાષ્ય ગા. ૪૧૧

## ૭૮-કરણના ત્રણ ભેદ

આત્માના પરિણામને કરણ કહે છે તેના ત્રણ ભેદ —

૧ યથાપ્રવૃત્તિ કરણ, ૨ અપૂર્વ કરણ, ૩ અનિવૃત્તિ કરણ

**૧. યથાપ્રવૃત્તિ કરણ**—આયુષ્યકર્મ વર્જીને બાકીના સાત કર્મોની સ્થિતિ અંત કોડાકોડ સાગરોપમની રાખી બાકી સ્થિતિનો

ક્ષય કરનાર સમ્યક્ત્વને અનુકૂળ આત્માના અધ્યવસાયને યથાપ્રવૃત્તિ કરણ કહે છે. અંતઃ કોડાકોડી એટલે કોડાકોડીમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન.

અનાદિ કાળનો મિથ્યાત્વી જીવ આ કરણમાં કર્મોની સ્થિતિ એવી રીતે ઘટાડે છે કે જેવી રીતે નદીની જળધારા પડવાથી નીચે રહેલો પાષાણ ધોવાય, અથડાય અને ઘસાતા ઘસાતાં ગોળ બની જાય, સ્પર્શમાં સુંવાળો થાય ને રીતે સહેજે સ્વભાવે ઘાટમાં આવે. જીવ તે પાષાણ રૂપ, નદીપ્રવાહ તે કર્મોદય પ્રવાહે પચતો અકામ નિર્જરાથી કોઈક ધર્મપ્રવૃત્તિ યોગ્ય ઘાટમા આવે (આકારમાં આવે).

—પ્રશ્નોત્તર મોહનમાળા, ઉત્તરાર્ધ પૃ. ૩૨૪

યથાપ્રવૃત્તિ કરણ કરનાર જીવ ગ્રંથિભેદ-રાગદ્વેષની તીવ્રતમ ગાંઠ-ની નિકટ આવી જાય છે, પણ તે ગાંઠને ભેદી શકતો નથી. અભવ્ય જીવ પણ યથાપ્રવૃત્તિ કરણ કરી શકે છે.

**૨. અપૂર્વ કરણ**—પહેલા સંસાર-પરિભ્રમણ કરતા કદી એવું કરણ જે પરિણામવિશેષ તે જીવ પામ્યો નથી, તેથી અપૂર્વ કરણ કહીએ. એ અપૂર્વ કરણ પરિણામે ઘન નિબિડ રાગદ્વેષ પરિણતિમયી દુર્ભેદ્ય ગ્રન્થિને ઉલ્લંઘી જાય-તેને ભેદી નાખે-નષ્ટ કરી દે તે અધ્યવસાયને અપૂર્વ કરણ કહીએ.

—પ્રશ્નોત્તર મોહનમાળા-ઉત્તરાર્ધ, પૃ ૩૨૫
—વિશેષાવશ્યક ભાષ્ય ગા ૧૨૦૨ ૧૨૧૮

**૩. અનિવૃત્તિ કરણ**—અપૂર્વ કરણ પરિણામથી જ્યારે રાગદ્વેષની ગ્રંથિ તૂટી જાય ત્યારે જે પરિણામોની ધારા વિશુદ્ધ બને છે તે અનિવૃત્તિ કરણ કહેવાય છે. અનિવૃત્તિ કરણમા અધ્યવસાય ફળની પ્રાપ્તિ વિના

નિવર્તે પડે નહિ. એટલે અપૂર્વ કરણમા આવેના પરિણામો પાછા જાય નહિ તે અનિવૃત્તિ કરણ કહીએ. અનિવૃત્તિ કરણ કરનાર જીવ સમ્યકત્વ અવશ્ય પામે

—પ્રશ્નોત્તર મોહનમાળા-ઉત્તરાર્ધ, પૃ ૩૨૫
—આવશ્યક મલયગિરિ ગાથા ૧૦૬ ૧૦૭
—વિશેષાવશ્યક ભાષ્ય ગા. ૧૨૦૨ ૧૨૦૮
—કર્મગ્રંથ બીજો ભાગ, આગમસાર

## ૭૯-મોક્ષમાર્ગના ત્રણ ભેદ

૧ સમ્યગ્ દર્શન, ૨. સમ્યગ્ જ્ઞાન, ૩. સમ્યક્ ચારિત્ર.

૧. **સમ્યગ્ દર્શન**—તત્ત્વાર્થની શ્રદ્ધાને સમ્યગ્ દર્શન કહે છે મોહનીય કર્મના ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમથી તે ઉત્પન્ન થાય છે.

૨. **સમ્યગ્ જ્ઞાન**—પ્રમાણ અને નયથી થનારુ જીવાદિ તત્ત્વોનુ યથાર્થ જ્ઞાન તે સમ્યગ્ જ્ઞાન છે વીર્યાન્તરાય કર્મની સાથે જ્ઞાનાવરણીય કર્મના ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમથી એ ઉત્પન્ન થાય છે

૩. **સમ્યગ્ ચારિત્ર**—સમાગના કારણભૂત હિંસાદિ ક્રિયાઓનો ત્યાગ કરવો અને મોક્ષના કારણભૂત સામાયિકાદિ ક્રિયાઓનું પાલન કરવુ તે સમ્યક્ ચારિત્ર છે. ચારિત્ર મોહનીય કર્મના ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમથી એ ઉત્પન્ન થાય છે

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્ય ૨૮, ગા ૩૦
—તત્ત્વાર્થ સૂત્ર, અધ્ય ૧, સૂત્ર ૧

નોંધ-બોલ ન ૧૯૮ પણ જુઓ

## ૮૦-સમકિત

તેના બે પ્રકારે ત્રણ ભેદ છે :—

૧. કારક, ૨. રોચક, ૩ દીપક.

૧. ઔપશમિક, ૨. ક્ષાયિક, ૩. ક્ષાયોપશમિક.

**કારક સમકિત**—જે સમ્યક્ત્વના પ્રાપ્ત થવાથી જીવ સદનુષ્ઠાનમાં શ્રદ્ધા કરે છે, પોતે સદનુષ્ઠાનનું આચરણ કરે છે અને બીજા પાસે કરાવે છે તે કારક સમકિત છે. આ સમ્યક્ત્વ વિશુદ્ધ ચારિત્રવાળાનું સમજવું.

**રોચક સમકિત**—જે સમકિત હોવાથી જીવ જિનોક્ત ધર્મ વિષે રુચિ રાખે, શ્રી જિનોક્ત ધર્મ કરવાની અભિલાષા સેવે, શુદ્ધ શ્રદ્ધા કરે, કોઈને ધર્મપ્રવૃત્તિ કરતો દેખીને રૂડું માને, પણ પોતે ક્રિયા-અનુષ્ઠાન આદિનું આચરણ કરી શકે નહિ, તે રોચક સમકિત છે. આ સમકિત ચોથા ગુણસ્થાનવર્તી જીવનું જાણવું. જેમકે શ્રીકૃષ્ણજી, શ્રેણિક મહારાજ આદિ.

—પ્રશ્નોત્તર મોહનમાળા-ઉત્તરાર્ધ પૃષ્ઠ ૩૩૪ ૩૩૫

**દીપક સમકિત**—જે મિથ્યાદષ્ટિ સ્વયં તત્ત્વશ્રદ્ધામાં શૂન્યરૂપ હોવા છતાં અન્યને ઉપદેશ આદિથી તત્ત્વમાં શ્રદ્ધા કરાવે, સમ્યક્ પ્રકાશ કરાવે તે સમકિત દીપક સમકિત કહેવાય છે. સ્વયં મિથ્યા પરિણામી છે છતાં અન્યને ધર્મ પમાડવાનો હેતુ હોય છે અથવા શાસ્ત્રોન્નતિ કરે છે માટે કારણ કાર્યનો ઉપચાર કરી સમ્યક્ત્વ કહીએ, સમ્યક્ત્વનો હેતુ છે માટે સમ્યક્ત્વ કહીએ. તેથી મિથ્યાદષ્ટિમાં આ દીપક સમકિત મનાય છે. ભવ્ય જીવને જે પ્રકાશ થયો તે મિથ્યાદષ્ટિના ઘરનો નહિ કિન્તુ તીર્થંકરના ઘરનું જે સૂત્રજ્ઞાન તેનો પ્રકાશ થયો.

જેમ દીવીને માથે દીપક હોય તે બીજાને પ્રકાશ કરે પણ નીચે પોતાને તો અંધારું જ હોય. પ્રકાશ છે તે દીવીનો નથી, પણ દીપકનો છે. મિથ્યાત્વી તે દીપક ધરનાર દીવી, દીપક તે તીર્થંકરનું સૂત્રજ્ઞાન.

—પ્રશ્નોત્તર મોહનમાળા પૃષ્ઠ ૩૩૫
—વિશેષાવશ્યકભાષ્ય ગાથા ૨૬૭૫, પૃ. ૧૦૬૪
—દ્રવ્યલોક પ્રકાશ ત્રીજો, સર્ગ ૬૬૮-૬૭૦
—ધર્મસંગ્રહ અધિકાર-૨, શ્રાવક ધર્મ પ્રજ્ઞપ્તિ

**ઔપશમિક સમકિત**—દર્શન મોહનીયની ત્રણે પ્રકૃતિ અને ચારિત્ર મોહનીયના અનંતાનુબંધીના ચાર કષાયનો ઉપશમ કરવાથી થએલા આત્મ-પરિણામને ઔપશમિક સમકિત કહેવાય છે. ઔપશમિક સમકિત સૌથી પહેલાં સમકિત પ્રાપ્ત કરનારને અને ઉપશમ શ્રેણીમાં રહેનાર જીવને હોય છે.

**ક્ષાયિક સમકિત**—અનંતાનુબંધી ચાર કષાયો અને દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિનો ક્ષય થવાથી ક્ષાયિક સમકિત પ્રાપ્ત થાય છે. આ સમકિત ગુણસ્થાન ચારથી ચૌદ સુધી હોય છે.

**ક્ષયોપશમ સમકિત**—ઉદયમાં આવેલ મિથ્યાત્વનો ક્ષય અને અનુદય પ્રાપ્ત(ઉદયમા નહિ આવેલ પણ સત્તામાં રહેલ)નો ઉપશમ તથા સમકિત મોહનીયના ઉદયથી થનાર આત્માના પરિણામને ક્ષયોપશમ સમકિત કહે છે.

—અભિધાન રાજેન્દ્ર કોષ ભા. ૩, પૃ. ૬૬૧
—પ્રવચન સારોદ્ધાર ગાથા ૯૪૩ થી ૯૪૫
—કર્મગ્રંથ પહેલો ભાગ, ગાથા ૧૫

## ૮૧-સમકિતના ત્રણ લિંગ

૧ શ્રુત ધર્મમાં રાગ, ૨. ચારિત્ર ધર્મમાં રાગ, ૩. દેવગુરુની વૈયાવચ્ચનો નિયમ.

**૧. શ્રુત ધર્મમાં રાગ**—જે પ્રમાણે યુવાન પુરુષ રંગરાગમાં અનુરક્ત રહે છે તેથી પણ અધિક શાસ્ત્ર શ્રવણમાં અનુરાગ રાખવો તે

**૨. ચારિત્ર ધર્મમાં રાગ**—જે પ્રમાણે ત્રણ દિવસનો ભૂખ્યો મનુષ્ય મિષ્ટાન્ન આદિનો આહાર અતિ રુચિથી કરે છે તેથી પણ અધિક ચારિત્ર ધર્મપાલનની ઇચ્છા રાખવી તે

**૩. દેવગુરુની વૈયાવચ્ચનો નિયમ**— દેવ અને ગુરુમાં પૂજ્ય ભાવ રાખવો અને તેમના આદર સત્કારરૂપ વૈયાવચ્ચનો નિયમ કરવો

—પ્રવચન સારોદ્ધાર ગા ૯૨૯

## ૮૨-સમકિતની ત્રણ શુદ્ધિઓ

જિનેશ્વર દેવ, જિનેશ્વર દેવ દ્વારા પ્રતિપાદિત ધર્મ અને જિનેશ્વર દેવની આજ્ઞા અનુસાર વિચરનાર સાધુ-એ ત્રણ જ વિશ્વમાં સારભૂત છે એવો વિચાર કરવો એ સમકિતની ત્રણ શુદ્ધિઓ છે

—પ્રવચન સારોદ્ધાર ગાથા ૯૩૨

## ૮૩-આગમ*

રાગદ્વેષ રહિત સર્વજ્ઞ, હિતોપદેશક મહાપુરુષના વચનોથી થતુ અર્થજ્ઞાન આગમ કહેવાય છે. ઉપચારથી આપ્ત વચન પણ આગમ કહેવાય છે —પ્રમાણ નયતત્ત્વાલોકાલંકાર પરિચ્છેદ ૪

*વધુ વિગત માટે જુઓ આ માળાનુ પુસ્તક- જૈનસૂત્રો, ઇતિહાસ ને સમીક્ષા'

જેમ દીવીને માથે દીપક હોય તે બીજાને પ્રકાશ કરે પણ નીચે પોતાને તો અંધારુ જ હોય. પ્રકાશ છે તે દીવીનો નથી, પણ દીપકનો છે. મિથ્યાત્વી તે દીપક ધરનાર દીવી, દીપક તે તીર્થંકરનું સૂત્રજ્ઞાન.

—પ્રશ્નોત્તર મોહનમાળા પૃષ્ઠ ૩૩૫
—વિશેષાવશ્યકભાષ્ય ગાથા ૨૬૭૫, પૃ. ૧૦૬૪
—દ્રવ્યલોક પ્રકાશ ત્રીજો, સર્ગ ૬૬૮-૬૭૦
—ધર્મસંગ્રહ અધિકાર-૨, શ્રાવક ધર્મ પ્રજ્ઞપ્તિ

**ઔપશમિક સમકિત**—દર્શન મોહનીયની ત્રણે પ્રકૃતિ અને ચારિત્ર મોહનીયના અનંતાનુબંધીના ચાર કષાયનો ઉપશમ કરવાથી થએલા આત્મ-પરિણામને ઔપશમિક સમકિત કહેવાય છે. ઔપશમિક સમકિત સૌથી પહેલાં સમકિત પ્રાપ્ત કરનારને અને ઉપશમ શ્રેણીમાં રહેનાર જીવને હોય છે

**ક્ષાયિક સમકિત**—અનંતાનુબંધી ચાર કષાયો અને દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિનો ક્ષય થવાથી ક્ષાયિક સમકિત પ્રાપ્ત થાય છે. આ સમકિત ગુણસ્થાન ચારથી ચૌદ સુધી હોય છે.

**ક્ષયોપશમ સમકિત**—ઉદયમાં આવેલ મિથ્યાત્વનો ક્ષય અને અનુદય પ્રાપ્ત(ઉદયમા નહિ આવેલ પણ સત્તામા રહેલ)નો ઉપશમ તથા સમકિત મોહનીયના ઉદયથી થનાર આત્માના પરિણામને ક્ષયોપશમ સમકિત કહે છે

—અભિધાન રાજેન્દ્ર કોષ ભા ૩, પૃ ૬૯૧
—પ્રવચન સારોદ્ધાર ગાથા ૯૪૩ થી ૯૪૫
—કર્મગ્રંથ પહેલો ભાગ, ગાથા ૧૫

## ૮૧-સમકિતના ત્રણ લિંગ

૧. શ્રુત ધર્મમાં રાગ, ૨. ચારિત્ર ધર્મમાં રાગ, ૩. દેવગુરુની વૈયાવચ્ચનો નિયમ.

**૧. શ્રુત ધર્મમાં રાગ**—જે પ્રમાણે યુવાન પુરુષ રંગરાગમાં અનુરક્ત રહે છે તેથી પણ અધિક શાસ્ત્ર શ્રવણમાં અનુરાગ રાખવો તે.

**૨. ચારિત્ર ધર્મમાં રાગ**—જે પ્રમાણે ત્રણ દિવસનો ભૂખ્યો મનુષ્ય મિષ્ટાન્ન આદિનો આહાર અતિ રુચિથી કરે છે તેથી પણ અધિક ચારિત્ર ધર્મપાલનની ઇચ્છા રાખવી તે.

**૩. દેવગુરુની વૈયાવચ્ચનો નિયમ**— દેવ અને ગુરુમાં પૂજ્યભાવ રાખવો અને તેમના આદર સત્કારરૂપ વૈયાવચ્ચનો નિયમ કરવો.

— પ્રવચન સારોદ્ધાર ગા. ૯૨૯

## ૮૨-સમકિતની ત્રણ શુદ્ધિઓ

જિનેશ્વર દેવ, જિનેશ્વર દેવ દ્વારા પ્રતિપાદિત ધર્મ અને જિનેશ્વર દેવની આજ્ઞા અનુસાર વિચરનાર સાધુ-એ ત્રણ જ વિશ્વમાં સારભૂત છે એવો વિચાર કરવો એ સમકિતની ત્રણ શુદ્ધિઓ છે.

—પ્રવચન સારોદ્ધાર ગાથા ૯૩૨

## ૮૩-આગમ*

રાગદ્વેષ રહિત સર્વજ્ઞ, હિતોપદેશક મહાપુરુષોનાં વચનોથી થતું અર્થજ્ઞાન આગમ કહેવાય છે. ઉપચારથી આપ્ત વચન પણ આગમ કહેવાય છે. —પ્રમાણ નયતત્ત્વાલોકાલંકાર પરિચ્છેદ ૪

*વધુ વિગત માટે જુઓ આ માળાનું પુસ્તક-'જૈનસૂત્રો, ઇતિહાસ ને સમીક્ષા'

આગમ ॥ ત્રણ ભેદ —

૧ સૂત્રાગમ, ૨ અર્થાગમ, ૩ તદુભયાગમ

૧. **સૂત્રાગમ**—મૂળરૂપ આગમને સૂત્રાગમ કહે છે

૨ **અર્થાગમ**—સૂત્રશાસ્ત્રના અર્થરૂપ આગમને અર્થાગમ કહે છે

૩ **તદુભયાગમ**—સૂત્ર અને અર્થ ઉભયરૂપ આગમો તદુભયાગમ કહે છે

—અનુયોગદ્વાર સૂત્ર ૧૪૩

*આગમના બીજા પણ ત્રણ ભેદ આ પ્રમાણે છે —

ચારિત્ર મો. આત્માગમ, ૨ અનન્તરાગમ, ૩ પરંપરાગમ

થએલા આત્

સમક્તિ મૌથી ત્માગમ—ગુરુના ઉપદેશ વિના સ્વયં આગમનું જ્ઞાન

રહેનાર જીવને હોમ જેમકે તીર્થંકરો માટે અર્થાગમ આત્માગમરૂપ

માટે સૂત્રાગમ આત્માગમ રૂપ છે

**ક્ષાયિક સમ્ા**

મોહનીયની ત્રણ પ્રકૃતિ મ— સ્વયં આત્માગમ પુરુષ પાસેથી પ્રાપ્ત

છે આ સમકિત ગુણસ્થા તરાગમ છે ગણધરો માટે અર્થાગમ અનન્ત

ામી આદિ ગણધરોના શિષ્યો માટે સૂત્રા

**ક્ષયોપશમ સમક્તિ**–

અનુદ્ય પ્રાપ્ત(ઉદયમાં નહિ આન્ આત્માગમધારી પુરુષથી પ્રાપ્ત ન

તથા સમકિત મોહનીયના ઉદય શિષ્ય, પ્રશિષ્ય વગેરેની પરંપરાથી

ક્ષયોપશમ સમક્તિ કહે છે કે જમ્બૂસ્વામી વગેરે ગણધરના

—અભિ તથા તેમના પછીના સૌ

—પ્રવચન આગમ પરંપરાગમ છે

—દ્વાર પ્રમાણાધિકાર સૂત્ર ૧૪૪

## ૮૪-પુરુષના ત્રણ પ્રકાર

૧. સૂત્રધર, ૨. અર્થધર, ૩. તદુભયધર.

**૧. સૂત્રધર**—સૂત્રોને ધારણ કરનાર શાસ્ત્રવેત્તા પુરુષને સૂત્રધર પુરુષ કહે છે.

**૨. અર્થધર**—શાસ્ત્રોના અર્થને ધારણ કરનાર અર્થવેત્તા પુરુષને અર્થધર પુરુષ કહે છે.

**૩. તદુભયધર**—સૂત્ર અને અર્થ બન્નેને ધારણ કરનાર શાસ્ત્રાર્થવેત્તા પુરુષને તદુભયધર પુરુષ કહે છે.

—ઠાણાંગ ૩, ઉદ્દેશા, ૩ સૂત્ર ૧૬૪

## ૮૫-વ્યવસાય

વસ્તુસ્વરૂપના નિશ્ચયને વ્યવસાય કહે છે. તેના ત્રણ ભેદ—

૧. પ્રત્યક્ષ, ૨. પ્રાત્યયિક, ૩. આનુગમિક (અનુમાન)

**૧. પ્રત્યક્ષ**—અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાનને પ્રત્યક્ષ વ્યવસાય કહે છે અથવા વસ્તુના સ્વરૂપને સ્વયં જાણવું તે પ્રત્યક્ષ વ્યવસાય છે.

**૨. પ્રાત્યયિક વ્યવસાય**—ઇન્દ્રિય અને મનરૂપ નિમિત્તથી થતો વસ્તુસ્વરૂપનો નિર્ણય તે પ્રાત્યયિક વ્યવસાય કહેવાય છે. અથવા આપ્ત(વીતરાગ)ના વચન દ્વારા થનાર વસ્તુસ્વરૂપનો નિર્ણય પ્રાત્યયિક વ્યવસાય કહેવાય છે.

૩. આનુગમિક વ્યવસાય—સાધ્યને અનુસરનાર અને જે સાધ્ય વિના હેતુ ન સંભવી શકે તેને આનુગમિક કહે છે તે હેતુથી થતો વસ્તુસ્વરૂપનો નિર્ણય આનુગમિક વ્યવસાય કહેવાય છે

—ઠાણાંગ ૩ ઉ ૩, સૂત્ર ૧૮૫

## ૮૬-આરાધનાના ત્રણ ભેદ

અતિચાર ન લગાવતા શુદ્ધ આચારનું પાલન કરવુ તે આરાધના છે તેના ત્રણ ભેદ —

૧ જ્ઞાનારાધના, ૨ દર્શનારાધના, ૩ ચારિત્રારાધના

૧. જ્ઞાનારાધના—જ્ઞાનના કાળ, વિનય બહુમાન વગેરે આઠ આચારોનુ નિર્દોષપણે પાલન કરવુ તે જ્ઞાનારાધના છે

૨. દર્શનારાધના—શકા, આકાક્ષા, વિચિકિત્સા આદિ સમકિતના અતિચારો રહિત નિ સશય આદિ સમકિતના આચારોનું શુદ્ધતાપૂર્વક પાલન કરવુ તે દર્શનારાધના છે

૩ ચારિત્રારાધના—સામાયિક વગેરે ચારિત્રમા અતિચાર ન લગાડવા, નિર્મળતાપૂર્વક તેનું પાલન કરવુ તે ચારિત્રારાધના છે

—ઠાણાંગ ૩ ઉ ૩ સૂત્ર ૧૯૫

## ૮૭ વિરાધનાના ત્રણ ભેદ

૧ જ્ઞાન વિરાધના, ૨ દર્શન વિરાધના, ૩ ચારિત્ર વિરાધના

૧. જ્ઞાન-વિરાધના—જ્ઞાન અને જ્ઞાનીની આશાતના, અપવાદ વગેરેથી જ્ઞાનની વિરાધના કરવી તે જ્ઞાન વિરાધના છે

૨. દર્શન-વિરાધના—જિનવાણીમાં શંકા કરવી, અન્ય મતિઓનો આડંબર જોઈ તેની આકાંક્ષા રાખવી, સમ્યક્‌ત્વીની નિંદા કરવી, મિથ્યાત્વીની પ્રશંસા કરવી વગેરેથી સમકિતની વિરાધના કરવી તે દર્શન વિરાધના છે.

૩. ચારિત્ર-વિરાધના—સામાયિક વગેરે ચારિત્રની વિરાધના કરવી તે ચારિત્ર-વિરાધના છે.

## ૮૮-શ્રમણોપાસક(શ્રાવક)ના ત્રણ મનોરથો

શ્રાવક એ ત્રણ ભાવના ભાવે કે કયારે એવો શુભ અવસર મને પ્રાપ્ત થશે કે જ્યારે—

૧. હું અલ્પ અથવા અધિક પરિગ્રહનો ત્યાગ કરીશ.

૨. હું ગૃહસ્થાશ્રમ છોડી મુંડિત બની પ્રવ્રજ્યા અંગીકાર કરીશ.

૩. હું અંતિમ સમયે સંલેખણા સ્વીકારી, આહાર-પાણીનો ત્યાગ કરી, પાદોપગમન મરણ અંગીકાર કરી, જીવન-મરણની ઇચ્છા ન કરતો થકો રહીશ.

આ ત્રણ મનોરથો મન, વચન, કાયાથી ચિંતવતો થકો શ્રાવક મહાનિર્જરા અને મહાપર્યવસાન(પ્રશસ્ત અંત)વાળો બને છે.

—ઠાણાંગ ૩, ઉદ્દેશા ૪, સૂત્ર ૨૧૦

## ૮૯-સર્વ વિરતિ સાધુના ત્રણ મનોરથો

સાધુજી એ ત્રણ મનોરથોનું ચિંતવન કરે કે એવો સુઅવસર મને કયારે પ્રાપ્ત થશે કે જ્યારે—

૧ હું થોડું વા અધિક શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરીશ

૨ હું એકલ વિહારની ભિક્ષુ પ્રતિમા (૧૨મી ભિક્ખુ પડિમા) અંગીકાર કરી વિચરીશ

૩ હું અંતિમ સમયે સંલેખણા સ્વીકારી, આહાર પાણીનો ત્યાગ કરી, પાદોપગમન મરણ અંગીકાર કરી, જીવન મરણની આકાંક્ષા રહિત રહીશ

આ ત્રણ મનોરથો મન, વચન, કાયાથી ચિંતવતા થકા સાધુ મુનિરાજ મહાનિર્જરા અને મહાપર્યવસાન(પ્રશસ્ત અંત)વાળા બને છે ત્રીજો મનોરથ શ્રાવક તથા સાધુનો એક જ છે

—ઠાણાંગ ૩ ઉદ્દેશા ૪, સૂત્ર ૨૧૦

## ૯૦-વૈરાગ્ય-પ્રાપ્તિનાં ત્રણ કારણો

પાંચ ઇન્દ્રિયોના વિષયભોગથી ઉદાસીનતા, વિરક્ત ભાવને વૈરાગ્ય કહે છે તેના ત્રણ ભેદ છે –

૧ દુ ખગર્ભિત વૈરાગ્ય, ૨ મોહગર્ભિત વૈરાગ્ય, ૩ જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય

૧. દુ ખ-ગર્ભિત વૈરાગ્ય—કોઇ પણ જાતનું દુ ખ અથવા સંકટ આવતા વિરક્ત થઈ કુટુંબ વગેરેનો ત્યાગ કરવામાં આવે તે દુ ખ-ગર્ભિત વૈરાગ્ય છે તે જઘન્ય વૈરાગ્ય છે

૨. મોહ-ગર્ભિત વૈરાગ્ય—ઇષ્ટ જનોના મરણથી કે અન્યથા વિયોગથી મોહવશ જે વૈરાગ્ય પ્રાપ્ત થાય અને તેથી મુનિપદ ધારણ કરવામાં આવે તે મોહ-ગર્ભિત વૈરાગ્ય છે તે મધ્યમ વૈરાગ્ય છે

**૩. જ્ઞાન-ગર્ભિત વૈરાગ્ય**—પૂર્વ સંસ્કારથી અથવા ગુરુના ઉપદેશથી આત્મજ્ઞાન થવાથી આ અસાર સંસારનો ત્યાગ કરી સાધુ-વ્રત ધારણ કરવું તે જ્ઞાન-ગર્ભિત વૈરાગ્ય છે. તે ઉત્કૃષ્ટ વૈરાગ્ય છે.

—કર્તવ્ય કૌમુદી ભા ૨, પૃષ્ઠ ૭૧
—વૈરાગ્ય પ્રકરણ પરિચ્છેદ ૨

## ૯૧-સ્થવિરના ત્રણ ભેદ

૧. વય સ્થવિર, ૨. સૂત્ર સ્થવિર, ૩. પ્રવ્રજ્યા સ્થવિર.

**૧. વય સ્થવિર**—સાઠ વર્ષ અને ઉપરની અવસ્થાવાળા સાધુજી વય સ્થવિર કહેવાય છે

**૨. સૂત્ર સ્થવિર**—શ્રી સ્થાનાંગ (ઠાણાંગ) અને સમવાયાંગ સૂત્રના જ્ઞાતા સાધુ મુનિરાજ સૂત્ર સ્થવિર કહેવાય છે.

**૩. પ્રવ્રજ્યા સ્થવિર**—વીશ વર્ષની દીક્ષા પર્યાયવાળા સાધુ મુનિરાજ પ્રવ્રજ્યા સ્થવિર કહેવાય છે

—ઠાણાંગ ૩, ઉ ૩, સૂત્ર ૧૫૯

## ૯૨-ભાવ ઈન્દ્રના ત્રણ ભેદ

૧. જ્ઞાનેન્દ્ર, ૨ દર્શનેન્દ્ર, ૩. ચારિત્રેન્દ્ર.

**૧. જ્ઞાનેન્દ્ર**—અતિશયવાળા શ્રુત આદિ જ્ઞાનોમાંથી કોઈ પણ જ્ઞાનથી વસ્તુતત્ત્વનુ વિવેચન કરનાર અથવા કેવળજ્ઞાનીને જ્ઞાનેન્દ્ર કહે છે.

**૨. દર્શનેન્દ્ર**—ક્ષાયિક સમ્યગ્ દર્શનવાળા પુરુષને દર્શનેન્દ્ર કહે છે.

**૩. ચારિત્રેન્દ્ર**—યથાખ્યાત ચારિત્રવાળા મુનિને ચારિત્રેન્દ્ર કહે છે.

વાસ્તવિક રીતે આ ત્રણે આધ્યાત્મિક ઐશ્વર્ય સંપન્ન હોવાથી ભાવેન્દ્ર કહેવાય છે.

—ઠાણાંગ ૩, ઉ ૧, સૂત્ર ૧૧૯

## ૯૩-એષણા સમિતિના ત્રણ ભેદ

નિર્દોષ તથા પરિમિત ભિક્ષા, અલ્પ પાત્રાદિ ઉપકરણ, શય્યા (સ્થાનક, પાટ, પાટલા) એ ત્રણે વસ્તુની શોધમાં અને ઉપયોગમાં સંયમ-ધર્મપૂર્વક સંભાળ રાખવી તેને એષણા સમિતિ કહે છે. તેના ત્રણ ભેદ :–

૧ ગવેષણૈષણા, ૨. ગ્રહણૈષણા, ૩. ગ્રાસૈષણા.

૧. ગવેષણૈષણા—સોળ ઉદ્‌ગમન દોષ જે ભદ્રિક શ્રાવકો ભક્તિને નામે અજ્ઞાન સાધુને લગાડે છે, સોળ ઉત્પાત દોષ જે મુનિ સ્વયં લગાડે છે, તે બત્રીશ દોષ ટાળીને શુદ્ધ આહારપાણીની શોધ કરવી તે ગવેષણૈષણા છે.

૨ ગ્રહણૈષણા—એષણાની શુદ્ધતાની શંકા વગેરે દશ દોષો ટાળીને શુદ્ધ અશનાદિ ગ્રહણ કરવા તે ગ્રહણૈષણા છે.

૩. ગ્રાસૈષણા—ગવેષણૈષણા અને ગ્રહણૈષણા દ્વારા પ્રાપ્ત થયેલ શુદ્ધ આહારપાણીનો ઉપભોગ કરતી વખતે માંડલાના પાંચ દોષ ટાળવા તે ગ્રાસૈષણા છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્ય ૨૪

## ૯૪-કરણના ત્રણ ભેદ

૧ સંરંભ ૨ સમારંભ, ૩. આરંભ.

—ઠાણાંગ ૩, સૂત્ર ૧૨૪

૧. સંરંભ—પૃથ્વીકાય આદિ જીવોના હિંસાદિ કાર્યના પ્રયત્નનો આવેશ ઉત્પન્ન થાય, સંક્લિષ્ટ પરિણામો આવે તેને સંરંભ કહે છે.

૨. સમારંભ—પછી તે કાર્યો માટે સાધનો એકઠાં કર્યાં તેને સમારંભ કહેવાય છે.

૩. આરંભ—અને છેવટે તે હિંસાદિ કાર્યો પ્રયોગમાં મુકાય છે તેને આરંભ કહે છે. કાર્યના સંકલ્પથી માંડી પૂર્ણ થવા સુધીમાં આ ત્રણ અવસ્થાઓ અનુક્રમે થાય છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર અધ્ય. ૨૪
(શ્રી સંતબાલનું ભાષાન્તર)
—ઠાણાંગ ૩, ઉદ્દેશા ૧, સૂ. ૧૨૪

## ૯૫-ત્રણ યોગ

વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમ અથવા ક્ષય થવાથી મન, વચન અને કાયાના નિમિત્તથી આત્મપ્રદેશની ચંચળતાને યોગ કહે છે.

અથવા—

વીર્યાન્તરાય કર્મના ક્ષય અથવા ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ શક્તિ વિશેષથી થતા સાભિપ્રાય આત્માના પરાક્રમને યોગ કહે છે.

—ઠાણાંગ ૩, સૂત્ર ૧૨૪ ટીકા

યોગના ત્રણ ભેદ:—

૧. મનોયોગ, ૨. વચનયોગ, ૩. કાયયોગ.

૧. મનોયોગ—નોઇન્દ્રિય મતિજ્ઞાનાવરણીય તથા વીર્યાંતરાયના ક્ષયોપશમ સ્વરૂપ આંતરિક મનોલબ્ધિ ઉત્પન્ન થવાથી મનોવર્ગણાના

આલંબનથી મનના પરિણામ તરફ અભિમુખ આત્મપ્રદેશોનો જે વ્યાપાર થાય છે તેને મનોયોગ કહે છે.

૨. વચનયોગ—વીર્યાંતરાય, મતિજ્ઞાનાવરણ અને અક્ષર શ્રુત જ્ઞાનાવરણના ક્ષયોપશમથી પ્રાપ્ત થતી વિશિષ્ટ શક્તિ—આંતરિક વાગ્-(ભાષા)લબ્ધિ-ઉત્પન્ન થવાથી વચનવર્ગણાના અવલંબનથી ભાષા પરિણામ તરફ અભિમુખ આત્મપ્રદેશોનો જે વ્યાપાર થાય છે તેને વચનયોગ કહે છે.

૩ કાયયોગ—ઔદારિકાદિ શરીરવર્ગણાના પુદ્ગલોના અવલંબનથી થતા આત્મપ્રદેશોના વ્યાપારને કાયયોગ કહે છે.

—ઠાણાંગ ૩, સૂ. ૧૨૪

—તત્ત્વાર્થ સૂત્ર, અધ્યયન ૫

## ૯૬-દંડના ભેદ

જે ચારિત્ર રૂપી આધ્યાત્મિક ઐશ્વર્યનું અપહરણ કરી આત્માને અસાર કરી દે છે તેને દંડ કહે છે.

—સમવાયાંગ ૩

અથવા—પ્રાણીઓને જેથી દુઃખ પહોંચે છે તેને દંડ કહે છે.

—આચારાંગ શ્રુતસ્કંધ ૧, અધ્ય. ૪, ઉ. ૧

અથવા—મન, વચન, કાયાની અપ્રશસ્ત પ્રવૃત્તિને દંડ કહે છે.

--ઉત્તરાધ્યયન અધ. ૧૯

દંડના ત્રણ ભેદ—૧. મનદંડ, ૨. વચનદંડ, ૩. કાયદંડ.

—સમવાયાંગ ૩

—ઠાણાંગ ૩, ઉ. ૧, સૂ. ૧૨૬

## ૯૭-ત્રણ કથા

૧. અર્થકથા, ૨. ધર્મકથા, ૩. કામકથા.

૧. **અર્થકથા**—અર્થનું સ્વરૂપ તથા ઉપાર્જનના ઉપાયો બતાવનાર વાકચ-પદ્ધતિને અર્થકથા કહે છે. જેવા કે કામન્દકાદિ શાસ્ત્ર.

૨. **ધર્મકથા**—ધર્મનુ સ્વરૂપ તથા ઉપાયો બતાવનાર વાકચ-પદ્ધતિને ધર્મકથા કહે છે. જેમકે ઉત્તરાધ્યયન આદિ સૂત્રો.

૩. **કામકથા**—કામ તથા તેના ઉપાયોનું વર્ણન કરનાર વાકચ-રચનાને કામકથા કહે છે. જેમકે વાત્સ્યાયન કામસૂત્ર આદિ.

—ઠાણાંગ ૩, સૂત્ર ૧૮૯

## ૯૮-ગારવ(ગૌરવ)ના ત્રણ ભેદ

દ્રવ્ય અને ભાવભેદથી ગારવ બે પ્રકારના છે વજ્રાદિની ગુરુતા દ્રવ્ય ગારવ છે. અભિમાન અને લોભથી થતો આત્માનો અશુભ ભાવ તે ભાવ ગારવ છે, અને સંસારચક્રમા પરિભ્રમણ કરાવનાર કર્મોનુ કારણ છે.

ગારવ(ગૌરવ)ના ત્રણ ભેદ :—

૧. ઋદ્ધિ ગારવ, ૨ રસ ગારવ, ૩. સાતા ગારવ.

૧. **ઋદ્ધિ ગારવ**—રાજા મહારાજા, પૂજ્ય આચાર્ય વગેરેની ઋદ્ધિનુ અથવા બીજી કોઈ ઋદ્ધિનુ અભિમાન કરવુ અથવા તેની પ્રાપ્તિ માટેની ઇચ્છા કરવી તે ઋદ્ધિ ગારવ (ગૌરવ) છે.

૨. રસ ગારવ—રસેન્દ્રિયના વિષય, મધુર આદિ રસોની પ્રાપ્તિથી અભિમાન કરવું અથવા તેની ઇચ્છા કરવી તે રસ ગારવ (ગૌરવ) છે.

૩. સાતા ગારવ—સાતા–સુખ, શાન્તિ-નિરોગતા વગેરે શારીરિક સુખોની પ્રાપ્તિથી અભિમાન કરવું અથવા તેની ઇચ્છા કરવી તે સાતા ગારવ (ગૌરવ) છે

—ઠાણાંગ ૩, સૂ. ૨૧૫

### ૯૯–ઋદ્ધિના ત્રણ ભેદ

૧. દેવતાની ઋદ્ધિ, ૨. રાજાની ઋદ્ધિ, ૩. આચાર્યની ઋદ્ધિ.

ઠાણાંગ ૩, સૂ. ૨૧૫

### ૧૦૦-દેવતાની ઋદ્ધિના ત્રણ ભેદ

૧. વિમાનોની ઋદ્ધિ, ૨. વૈક્રિય કરવાની ઋદ્ધિ,

૩. પરિચારણા(કામસેવન)ની ઋદ્ધિ.

અથવા–

૧. સચિત્ત ઋદ્ધિ. અગ્રમહિષી દેવી આદિ.

૨. અચિત્તઋદ્ધિ. વસ્ત્રાભૂષણ વગેરે.

૩. મિશ્ર ઋદ્ધિ. વસ્ત્રાભૂષણથી અલંકૃત દેવી વગેરે.

—ઠાણાંગ ૩, સૂ. ૨૧૪

### ૧૦૧-રાજાની ત્રણ ઋદ્ધિ

૧. અતિયાન ઋદ્ધિ—નગરપ્રવેશમાં તોરણ, બજાર આદિની શોભા, માણસોની ભીડ, આદિ રૂપ ઋદ્ધિ અર્થાત્ નગરપ્રવેશ-મહોત્સવની શોભા.

૨. નિર્યાણ ઋદ્ધિ—નગરની બહાર જવામાં હાથીઓની સજાવટ, સામંત આદિની ઋદ્ધિ.

૩. રાજાના સૈન્ય, વાહન, ખજાના, કોઠાર આદિની ઋદ્ધિ. અથવા સચિત્ત, અચિત્ત, મિશ્રના ભેદથી ત્રણ જાતની ઋદ્ધિ મનાય છે. તેની વ્યાખ્યા દેવતાની સચિત્ત આદિ ઋદ્ધિ (બોલ. નં. ૧૦૦) પ્રમાણે. ફકત દેવીને બદલે પટરાણી સમજવુ

—ઠાણાંગ ૩, સૂત્ર ૨૧૪

## ૧૦૨-આચાર્યની ઋદ્ધિના ત્રણ ભેદ

૧. જ્ઞાન ઋદ્ધિ, ૨. દર્શન ઋદ્ધિ, ૩. ચારિત્ર ઋદ્ધિ.

૧. જ્ઞાન ઋદ્ધિ—વિશિષ્ટ શ્રુતની સંપદા.

૨. દર્શન ઋદ્ધિ—આગમમાં શંકા વગેરેથી રહિત હોવું અને પ્રવચનની પ્રભાવના કરનાર શાસ્ત્રોનુ જ્ઞાન હોવું તે

૩ ચારિત્ર ઋદ્ધિ—અતિચાર રહિત શુદ્ધ, ઉત્કૃષ્ટ ચારિત્રનુ પાલન કરતું તે ચારિત્ર ઋદ્ધિ

અથવા—

૧. સચિત્ત ઋદ્ધિ—શિષ્ય વગેરે

૨. અચિત્ત ઋદ્ધિ—વસ્ત્ર પાત્રાદિ.

૩. મિશ્ર ઋદ્ધિ—વસ્ત્ર પહેરેલ શિષ્ય વગેરે.

—ઠાણાંગ ૩, સૂત્ર ૨૧૪

## ૧૦૩-ત્રણ ભેદે આચાર્ય

૧ શિલ્પાચાર્ય, ૨ કલાચાર્ય, ૩ ધર્માચાર્ય

૧ શિલ્પાચાર્ય—લુહાર, સુતાર વગેરેનું કામ શિખવનાર શિલ્પાચાર્ય છે.

૨. કલાચાર્ય—કાવ્ય, સંગીત, નાટક વગેરે પુરુષની ૭૨ અને સ્ત્રીઓની ૬૪ કળા શીખવનાર કલાચાર્ય કહેવાય છે આ બન્ને આચાર્યોની સેવા આ લોક ના હિત માટે જ છે

૩. ધર્માચાર્ય—શ્રુત ચારિત્ર રૂપ ધર્મના સ્વયં પાલન કરનાર, અન્યને ઉપદેશ દેનાર, ગચ્છના નાયક, સાધુ મુનિરાજ ધર્માચાર્ય કહેવાય છે તેમની સેવા આત્મિક સુખ, નિર્જરા આદિનું કારણ છે ધર્માચાર્યને જોતા તેમને વંદના-નમસ્કાર કરવા, સત્કાર-સન્માન આપવું, યાવત્ ઉપાસના કરવી, આહારાદિ એષણીય વસ્તુનો પ્રતિલાભ આપવો તે ધર્માચાર્યની વિનયભક્તિના પ્રકાર છે

—રાયપ્રશ્નીય સૂત્ર ૭૭, પૃ ૧૪૨
—અભિધાન રાજેન્દ્રકોષ ભા ૨, પૃ ૩૦૩

## ૧૦૪-ત્રણ શલ્ય

અન્ય પ્રકારે નિવેદન કરવું, અથવા અન્ય પર ખોટા આક્ષેપ મૂકવા તે માયા શલ્ય છે.

—ધર્મસંગ્રહ અધ્ય. ૩, પૃ. ૭૮

૨. નિદાન શલ્ય—રાજા, દેવતા, ચક્રવર્તી આદિની ઋદ્ધિ જોઈને અથવા સાંભળીને કરેલી કરણી-બ્રહ્મચર્ય, તપ આદિ અનુષ્ઠાનો-ના ફળ રૂપ આગામી ભવ માટે તે ઋદ્ધિની ઇચ્છા કરવી તે નિદાન (નિયાણું) શલ્ય છે.

૩. મિથ્યાદર્શન શલ્ય—વિપરીત શ્રદ્ધા હોવી તે મિથ્યાદર્શન શલ્ય છે.

—સમવાયાંગ-૩
—ઠાણાંગ ૩, સૂત્ર ૧૮૨

## ૧૦૫-અલ્પાયુષ્ય બાંધવાનાં ત્રણ કારણો

૧. પ્રાણીઓની હિંસા કરવાથી.

૨. ખોટું બોલવાથી.

૩. તથારૂપ શ્રમણ (સાધુને અનુરૂપ ક્રિયા તથા વેશ વગેરેથી યુક્ત, દાનના પાત્ર એવા સાધુ) તથા માહણ-શ્રાવકને અપ્રાસુક, અકલ્પનીય અશન, પાન આદિ ચાર પ્રકાર-નો આહાર દેનાર અલ્પાયુષ્ય ફળવાળું કર્મ બાંધે છે.

—ઠાણાંગ ૩, સૂત્ર ૧૨૫
—ભગવતી શતક ૫, ઉદ્દેશા ૬

## ૧૦૬-અશુભ દીર્ઘ આયુષ્યનાં ત્રણ કારણો

ત્રણ કારણોથી જીવ અશુભ અર્થાત્ નરકનું દીર્ઘાયુ બાંધે છે:-

૧. પ્રાણીઓની હિંસા કરવાથી.

૭ ખોટુ બોલવાથી.

૨ તથારૂપ શ્રમણ શ્રાવકની જાતિ ખુલ્લી પાડી, તેની અવ હેલના કરવાથી, મનમા નિંદા કરવાથી, અન્ય માણસો પાસે નિંદા, ગર્હણા કરાવવાથી, અપમાન કરવાથી અને અપ્રીતિકર અમનોજ્ઞ અશનાદિ આહાર આપવાથી, જીવ અશુભ દીર્ઘાયુ ફળવાળુ કર્મ બાધે છે

—ઠાણાગ ૩, સૂત્ર ૧૨૫

## ૧૦૭-શુભ દીર્ઘ આયુષ્યનાં ત્રણ કારણો

ત્રણ કારણોથી જીવ શુભ દીર્ઘ આયુષ્ય બાધે છે –

૧ પ્રાણીઓની હિંસા ન કરવાથી અર્થાત્ તેની દયા કરવાથી

૨ સત્ય બોલવાથી

૩. તથારૂપ શ્રમણ માહણ(શ્રાવક)ને વદના–નમસ્કાર યાવત્ એમની ઉપાસના કરીને તેમને મનોજ્ઞ અને પ્રીતિકારી અનશનાદિનો લાભ આપવાથી જીવ શુભ દીર્ઘાયુષ્ય બાધે છે

—ભગવતી શતક ૫ ઉ ૬

## ૧૦૮-પલ્યોપમના ત્રણ ભેદ

૧ ઉદ્ધાર પલ્યોપમ, ૨ અદ્ધા પલ્યોપમ,

૩ ક્ષેત્ર પલ્યોપમ

**૧. ઉદ્ધાર પલ્યોપમ**—ઉત્સેધ અંગુલ પરિમાણ* વડે નિષ્પન્ન

*આ પરિમાણ માટે જુઓ બોલ ન. ૧૧૮

એક યોજન ઊંડા ઘનવૃત્ત (લમાઇ, પહોળાઇ અને ઊંડાઇ સરખી–પ્રત્યેક એક યોજન) જેનો પરિધિ ૩⅙ યોજન લગભગ હોય એવા કૂવામાં એક, બે, યાવત્ સાત દિવસના ઉગેલા, દેવકુરુ-ઉત્તરકુરુના યુગલિયાના બાલાગ્રો ઠાંસીઠાંસીને એવી રીતે નિબિડ ભરવામાં આવે કે તે બાલાગ્રો હવાથી ઉડી ન શકે, અગ્નિથી બળી ન શકે, ચક્રવર્તીની મહાસેના તેને સ્પર્શ કરતી પસાર થાય તો પણ તે બાલાગ્રો નમે નહિ. તેમાંથી પ્રત્યેક સમયમાં પ્રત્યેક બાલાગ્ર સમુધ્ધૃત કરવામાં આવે અર્થાત્ અપહરવામાં આવે, તો જેટલો વખત તે કૂવો ખાલી કરતાં થાય તે કાળ-પરિમાણને પલ્યોપમ કહે છે. આ પલ્યોપમ સંખ્યાત સમય પરિમાણ હોય છે.

ઉદ્ધાર પલ્યોપમ સૂક્ષ્મ અને વ્યાવહારિક(બાદર)ના ભેદથી બે પ્રકારે છે. ઉપરનુ વર્ણન વ્યાવહારિક (બાદર) ઉદ્ધાર પલ્યોપમનુ છે. ઉપર જણાવેલ બાલાગ્રના અસંખ્યાત અદૃશ્ય ખંડ કલ્પવામાં આવે કે જે વિશુદ્ધ ચક્ષુવાળા છદ્મસ્થ જીવના દૃષ્ટિગોચર સૂક્ષ્મ પુદ્ગળ દ્રવ્યના અસંખ્યાતમા ભાગે હોય અને સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ-(નિગોદ)ના શરીરથી અસંખ્યાત ગુણ હોય, તે સૂક્ષ્મ અસંખ્યાત બાલાગ્ર-ખંડથી તે કૂવો ઉપરોક્ત રીતે ભરવામા આવે અને પ્રતિ સમય એકેક બાલાગ્ર-ખંડ કાઢવામા આવે તો જેટલા વખતમાં તે કૂવો બિલકુલ ખાલી થઈ જાય તેને સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ કહે છે.

**૨. અદ્ધા પલ્યોપમ**—ઉપર બાદર ઉદ્ધાર પલ્યોપમમાં વર્ણવ્યા મુજબ કૂવામાં બાલાગ્ર ભરવામાં આવે અને સો સો વર્ષે એક બાલાગ્ર કાઢવામાં આવે તો જેટલા વખતમાં તે કૂવો બિલકુલ ખાલી થઇ જાય તે કાળ પરિમાણને અદ્ધા પલ્યોપમ કહે છે. આ સંખ્યાત વર્ષ કોટી પરિમાણ હોય છે.

અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ જીવો ી ગણતરી ક વામા આવે છે
—અનુયોગદ્વાર પૃષ્ઠ ૧૦૯
—પ્રવચન સારોદ્ધાર ગા ૧૦૨૭-૩૨

## ૧૧૦-નવીન ઉત્પન્ન થયેલા દેવના મનુષ્ય-લોકમાં આવવાનાં ત્રણ કારણો

ત્રણ કારણથી દેવલોકમા તુરત ા ઉત્પન્ન થયેલા દેવતા દિવ્ય કામભોગોમા મૂર્છા, ગૃદ્ધિ અને આસક્તિ ન કરતા તુરત મનુષ્ય-લોકમા આવવાની ઇચ્છા કરે છે અને આવી શકે છે –

૧ તે દેવ એવુ વિચારે છે કે મનુષ્યભવમા મારા આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર, ગણી, ગણધર અથવા ગણાવચ્છેદક છે જેના પ્રભાવથી આ દિવ્ય ઋદ્ધિ, દિવ્ય દેવ દ્યુતિ અને દિવ્ય દેવ શક્તિ મ ો આ ભવમા પ્રાપ્ત થયા છે તેથી હું મનુષ્ય-લોકમા જાઉં અને તે પૂજ્ય આચાર્યાદિને વદના—નમસ્કાર કરુ, સત્કાર સન્માન દઉં અ ો કલ્યાણ તથા મગળરૂપ યાવત્ તેમની ઉપાસના કરુ

૨ તે દેવ એવા વિચાર કરે કે સિંહની ગુફામા કાયોત્સર્ગ કરવો દુષ્કર કાર્ય છે, પરતુ પૂર્વે ભોગવેલી, આસક્ત અ ો પ્રાર્થના કર ાર વેશ્યાના મદિરમા રહીને બ્રહ્મચર્યવ્રતનુ પાલન કરવુ તે ાથી પણ વધુ દુષ્કર કાર્ય છે

સ્થૂળભદ્ર મુનિ ી માફક એવી કઠણમા કઠણ ક્રિયા કરનાર જ્ઞા ી તપ ્વી મનુષ્ય-લોકમા જોવામા આવે છ તેથી ! મનુષ્ય લોકમા જાઉં અને તે પૂજ્ય મુનિશ્વરને વદના—નમસ્કાર કરું—યાવત્ તેઓશ્રી ી ઉપાસ ા કરુ

૩. તે દેવ એવો વિચાર કરે કે મનુષ્યભવમાં મારાં માતા-પિતા, ભાઇ, બ્હેન, સ્ત્રી, પુત્ર, પુત્રી, પુત્રવધૂ આદિ છે. હું ત્યાં જાઉં અને તેમની પાસે પ્રકટ થાઉં. તેઓ મારી આ દિવ્ય દેવ સંબંધી ઋદ્ધિ, દ્યુતિ અને શક્તિને જુએ.

ચાર કારણો માટે બોલ નં. ૧૪૧ જુઓ.

—ઠાણાંગ ૩, ઉ. ૩, સૂત્ર ૧૭૭

## ૧૧૧-દેવતાઓની ત્રણ અભિલાષાઓ

૧. મનુષ્યભવ, ૨. આર્યક્ષેત્ર, ૩. ઉત્તમ કુળમાં જન્મ.

—ઠાણાંગ ૩, ઉ ૩, સૂત્ર ૧૭૮

## ૧૧૨-દેવતાઓના પશ્ચાતાપના ત્રણ બોલ

૧. હું પૂર્વભવમાં બળ, વીર્ય, પુરુષાકાર, પરાક્રમથી યુક્ત હતો. મને જ્ઞાન મેળવવા માટે સુઅવસર હતો. કોઈ ઉપદ્રવ પણ ન હતો. શાસ્ત્રજ્ઞાનના દાતા આચાર્ય, ઉપાધ્યાય મહારાજ વિદ્યમાન હતા. મારુ શરીર પણ નીરોગી હતું આ પ્રમાણે બધી સામગ્રી હોવા છતાં પણ મને ખેદ છે કે મેં તે વખતે શાસ્ત્રનો વધારે અભ્યાસ ન કર્યો.

૨. મને ખેદ છે કે પરલોકથી વિમુખ થઈ ઐહિક સુખોમાં આસક્ત થઈ, વિષયપિપાસુ થઈ મેં લાંબો વખત શ્રમણ (સાધુ) પર્યાયનુ પાલન ન કર્યું.

૩. મને ખેદ છે કે ઋદ્ધિ, રસ અને સાતા ગારવનું અભિમાન કર્યું. પ્રાપ્ત થએલ ભોગ-સામગ્રીમાં મૂર્છિત રહ્યો. અને અપ્રાપ્ત

૨. મહાઋદ્ધિ સંપન્ન યાવત્ મહાશક્તિશાળી મહેન્દ્ર નામવાળા દેવ તથારૂપ શ્રમણ માહણને પોતાની ઋદ્ધિ, દ્યુતિ, યશ, બળ વીર્ય, પુરુષાકાર અને પરાક્રમ બતાવતો સંપૂર્ણ પૃથ્વીને ચલાયમાન કરી દે છે

૩ દેવતા અને અસુરોમા સંગ્રામ થવાથી સંપૂર્ણ પૃથ્વી વિચલિત થાય છે

—ઠાણાંગ ૩ ઉ ૪, સૂત્ર ૧૧૮

## ૧૧૮-અંગુલ(આંગળ)ના ત્રણ ભેદ

૧ આત્માંગુલ, ૨ ઉત્સેધાંગુલ, ૩ પ્રમાણાંગુલ

**૧ આત્માંગુલ**—જે કાળમા જે મનુષ્ય હોય તેના પોતાના આંગળને આત્માંગુલ કહે છે કાળના ભેદથી મનુષ્યોની અવગાહનામા ન્યૂનાધિકતા હોવાથી આ અંગુલના પરિમાણમા પણ પરિવર્તન થાય છે જે કાળમા જે મનુષ્ય હોય છે તેના નગર, કાનન, ઉદ્યાન, વન, તળાવ, કૂવા, મકાન વગેરે તેના આંગળથી અર્થાત આત્માંગુલથી મપાય છે.

**૨ ઉત્સેધાંગુલ**—આઠ અર્ધ જવનો એક ઉત્સેધ અંગુલ થાય છે ઉત્સેધ અંગુલથી નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતાઓની અવગાહના મપાય છે

**૩ પ્રમાણાંગુલ**—આ આંગુલ સૌથી મોટુ છે, તેથી તેને પ્રમાણાંગુલ કહે છે આ અંગુલથી રત્નપ્રભા વગેરે નરક, ભવનપતિ ઓના ભવનો, કલ્પ (દેવલોકો), વર્ષધર પર્વત, દ્વીપ વગેરે ની લબાઈ, પહોળાઈ, ઊંચાઇ, ઊંડાઈ અને પરિધિ મપાય છે શાશ્વત વસ્તુઓને મા માટે ચાર હજાર ગાઉનો એક યોજન મનાય છે તેનું કારણ

એ છે કે શાશ્વત વસ્તુને માપનાનો યોજન પ્રમાણાગુલથી લેવાય છે. પ્રમાણાગુલ ઉત્સેધાગુલથી એક હજારગણુ વધારે છે તેથી આ અપેક્ષાએ પ્રમાણાગુલનો યોજન ઉત્સેધાગુલના યોજનથી એક હજારગણો વધારે છે

—અનુયોગદ્વાર પૃ ૧૫૭ ૧૭૩
—આગમોદય સમિતિ

## ૧૧૯-દ્રવ્યાનાપૂર્વીના ત્રણ ભેદ

૧. પૂર્વાનુપૂર્વી, ૨ પશ્ચાનુપૂર્વી, ૩ અનાનુપૂર્વી

**૧. પૂર્વાનુપૂર્વી**—જે ક્રમમા શરૂથી આરભ કરી ક્રમશ ગણના કરવામા આવે તેને પૂર્વાનુપૂર્વી કહે છે જેમકે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાળ

**૨ પશ્ચાનુપૂર્વી**—જે ક્રમમા અતથી આરભ કરી ઊલટા ક્રમથી આરભ કરવામા આવે છે તેને પશ્ચાનુપૂર્વી કહે છે જેમકે પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય, આકાશાસ્તિકાય, અધર્માસ્તિકાય અને ધર્માસ્તિકાય

**૩. અનાનુપૂર્વી**—જેમા પૂર્વાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી સિવાય અન્ય ક્રમ હોય છે તેને અનાનુપૂર્વી કહે છે જેમકે ૧,૨,૩,૪,૫,૬,– આ છ અકોને પરસ્પર ગુણવાથી ૭૨૦ સંખ્યા આવે છે. એટલા જ ૭ દ્રવ્યોના ભાગા બને છે આ ૭૨૦ ભાગામા પહેલો ભાગો પૂર્વાનુપૂર્વીનો, અતિમ ભાગો પશ્ચાનુપૂર્વીનો અને શેષ ૭૧૮ ભાગા અનાનુપૂર્વીના છે

—અનુયોગદ્વાર, આગમોદય સમિતિ ટીકા પૃ ૭૩ થી ૭૭

## ૧૨૦-લક્ષણાભાસના ત્રણ ભેદ

સદોષ લક્ષણને લક્ષણાભાસ કહે છે તેના ત્રણ ભેદ છેઃ—

૧. અવ્યાપ્તિ, ૨. અતિવ્યાપ્તિ, ૩. અસંભવ.

૧. **અવ્યાપ્તિ**—લક્ષ્યના એક દેશ(ભાગ)માં લક્ષણ રહે તેને અવ્યાપ્તિ દોષ કહે છે. જેમકે પશુનું લક્ષણ શીંગડા અથવા જીવનું લક્ષણ પંચેન્દ્રિયપણું.

૨. **અતિવ્યાપ્તિ**—લક્ષ્ય અને અલક્ષ્ય બન્નેમાં લક્ષણ રહે તેને અતિવ્યાપ્તિ દોષ કહે છે. જેમકે ગાયનું લક્ષણ શીંગડાં.

૩. **અસંભવ**—લક્ષ્યમાં લક્ષણનો સંભવ ન હોય તેને અસંભવ દોષ કહે છે. જેમકે અગ્નિનું લક્ષણ શીતળતા.

—ન્યાયદીપિકા

## ૧૨૧-સમારોપના ત્રણ ભેદ

જે પદાર્થ જે સ્વરૂપવાળો નથી તેને તેવા સ્વરૂપે જાણવો તે સમારોપ છે તેને પ્રમાણાભાસ કહે છે. તેના ત્રણ ભેદ—

૧. સંશય, ૨. વિપર્યય, ૩. અનધ્યવસાય.

૧. **સંશય**—વિરોધી અનેક પક્ષોના અનિશ્ચયાત્મક જ્ઞાનને સંશય કહે છે. જેમકે સ્ત્રી(દોરડા)માં 'આ દોરડું છે કે સર્પ' અથવા છીપમાં 'આ છીપ છે કે ચાંદી' એવું જ્ઞાન હોવું. સંશયનું કારણ એ છે કે જાણનારને અનેક પક્ષોના સામાન્ય ધર્મનું તો જ્ઞાન રહે છે, કિન્તુ વિશેષ ધર્મોનું જ્ઞાન રહેતું નથી.

ઉપરનાં બન્ને દૃષ્ટાંતોમાં જ્ઞાતાને સર્પ અને દોરડાની લંબાઇ અને છીપ અને ચાંદીનુ સફેદપણું, ચળકાટ વગેરે સામાન્ય ધર્મનું જ્ઞાન તો છે; પરંતુ ઉભયને પૃથક્ કરનાર વિશેષ ધર્મોનું જ્ઞાન ન હોવાથી, તેનું જ્ઞાન ઉભય પદાર્થો તરફ ઢળેલું રહે છે. એ વાત તો નિશ્ચિત છે કે એક જ વસ્તુ બન્ને રીતે હોઈ ન શકે, તે કોઈ એક જ ચીજ હોવી જોઇએ. આ પ્રમાણે જ્યારે આપણે બે અથવા બેથી વધારે વિરોધી વાતો સાંભળીએ છીએ ત્યારે પણ સંશય પેદા થાય છે. જેમકે કોઇએ કહ્યું: "જીવ નિત્ય છે." અન્યે કહ્યું: "જીવ અનિત્ય છે." બન્ને વિરોધી વાતોથી સાભળનારને સંશય થાય છે.

ઘણાં દ્રવ્યો નિત્ય છે, અને ઘણાં અનિત્ય. જીવ પણ દ્રવ્ય હોવાથી નિત્ય અથવા અનિત્ય બન્ને હોઈ શકે છે. આ પ્રમાણે જ્યારે બન્ને કોટિઓમા સંદેહ થાય છે ત્યારે સશય ઉત્પન્ન થાય છે. દ્રવ્યની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુ નિત્ય છે અને પર્યાયોની અપેક્ષાએ અનિત્ય છે. આ પ્રમાણે ભિન્નભિન્ન અપેક્ષાથી બન્ને ધર્મોના અસ્તિત્વના નિશ્ચય ઉપર સંશય ન કરી શકાય.

૨. **વિપર્યય**—વિપરીત પક્ષનો નિશ્ચય કરનાર જ્ઞાનને વિપર્યય કહે છે જેમકે સર્પને દોરડું સમજવુ, છીપને ચાદી સમજવી.

૩. **અનધ્યવસાય**—"આ શુ છે?" એવા અસ્પષ્ટ જ્ઞાનને અનધ્યવસાય કહે છે. જેમકે માર્ગમા ચાલ્યા જતા માણસને તૃણ, કાંકરા વગેરેના સ્પર્શથી 'આ શુ છે' એવું અસ્પષ્ટ જ્ઞાન થાય છે. વસ્તુનુ સ્પષ્ટ અને નિશ્ચિત રૂપથી જ્ઞાન ન થવાથી જ આ જ્ઞાન પ્રમાણાભાસ મનાય છે.

—રત્નાકરાવતારિકા પરિચ્છેદ. ૨
—ન્યાયપ્રદીપ.

## ૧૨૨-પિતાનાં ત્રણ અંગ

શરીરમા ૭ અગ હોય છે, તેમાથી પિતાના ત્રણ અંગ હોય છે, અર્થાત્ એ ત્રણ અંગ પ્રાય પિતાના શુક્ર(વીર્ય)ના પરિણામ સ્વરૂપ હોય છે –

૧ હાડ (અસ્થિ), ૨. હાડની મજ્જા, ૩ શિર, દાઢી, મૂછ, કુક્ષિ વગેરેના વાળ

—ઠાણાગ ૩, સૂત્ર ૨૦૯

## ૧૨૩-માતાનાં ત્રણ અંગ

સંતાનમા માતાના ત્રણ અગ હોય છે, અર્થાત્ એ ત્રણ અગ પ્રાય માતાના રજના પરિણામ સ્વરૂપ હોય છે

૧. માસ, ૨. લોહી, ૩ મસ્તકની મજ્જા

—ઠાણાગ ૩, સૂત્ર ૨૦૯

## ૧૨૪-ત્રણનો પ્રત્યુપકાર વાળવો ઘણો મુશ્કેલ છે

૧. માતાપિતા, ૨. ઉપકારી શેઠ, ૩. ધર્માચાર્ય

**૧. માતાપિતા**—કોઈ કુળવાન પુરુષ સવારે વહેલો શતપાક, સહસ્રપાક જેવા તેલોથી માતાપિતાના શરીર પર મર્દન કરે, ત્યાર બાદ સુગંધી દ્રવ્યોનુ મર્દન કરે, ત્યાર બાદ સુગંધી, ઉષ્ણ, શીતળ ત્રણ પ્રકારના જળથી સ્નાન કરાવે ત્યાર બાદ સર્વે વસ્ત્રો અલકારથી તેમના શરીરને શણગારે, મનોજ્ઞ અઢાર પ્રકારના વ્યજનો સહિત ભોજન કરાવે અને ત્યાર પછી તેમને પોતાના ખભા ઉપર ઉપાડી

ફરે. આજીવન એમ કરવાથી પણ તે પુરુષ માતાપિતાના મહાન ઉપકારોથી ઋણમુક્ત થઇ શકતો નથી. પણ જો તે પુરુષ કેવળી પ્રરૂપિત ધર્મ બતાવી, તેનું જ્ઞાન આપી માતાપિતાને તે ધર્મમાં સ્થાપિત કરે તો તે માતાપિતાના પરમ ઉપકારનો બદલો ચુકાવી શકે છે.

**૨. ઉપકારી શેઠ**—કોઈ સમર્થ ધનવાન પુરુષ દુઃખાવસ્થામાં પડેલા કોઈ અસમર્થ દીન પુરુષને ધન વગેરેની મદદથી ઉન્નત બનાવે. તે દીન પુરુષ પોતાના ઉપકારીની મદદથી ધનવાન બની તેની સન્મુખ અથવા પરોક્ષે વિપુલ ભોગસામગ્રીનો ઉપભોગ કરતો વિચરે.

ત્યાર બાદ જો કોઈ વખતે લાભાન્તરાય કર્મના ઉદયથી તે ઉપકારી પુરુષ (શેઠ) નિર્ધન થઇ જાય અને પેલો ઉપકૃત પુરુષ પોતાની ઉપર થયેલ ઉપકારને યાદ કરી પોતાનુ સર્વસ્વ શેઠને સોંપી દે તો પણ ઋણમુક્ત થઈ શકતો નથી. પરતુ જો તે તેને કેવળી ભાષિત ધર્મ સંભળાવી, તેનો બોધ આપી, ધર્મમાં સ્થાપિત કરે તો તે પુરુષ તેના ઉપકારથી ઋણમુક્ત થઇ શકે છે.

**૩. ધર્માચાર્ય**—કોઇ પુરુષ ધર્માચાર્ય પાસેથી પાપકર્મને હટાવનાર એક પણ ધાર્મિક સુવચન સાંભળીને હૃદયમાં ધારણ કરે, અને ત્યાર બાદ યથા સમય કાળ કરી દેવલોકમાં ઉત્પન્ન થાય. તે દેવતા ધર્માચાર્યના ઉપકારનો ખ્યાલ કરી આવશ્યકતા પડવે તે ધર્માચાર્યને દુષ્કાળવાળા દેશમાંથી બીજા દેશમા મૂકી આવે, નિર્જર ભીષણ અટવીમાંથી તેમને બચાવી લે, અને લાંબા વખતના કુષ્ઠાદિ રોગો અને જ્વરાદિ આતંકથી તેમની રક્ષા કરે.

આટલું કરવા છતાં તે દેવતા પોતાના પરોપકારી ધર્માચાર્યના ઉપકારનો બદલો ચૂકવી શકતો નથી. પરતુ જો મોહકર્મના ઉદયથી

તે ધર્માચાર્ય સ્વયં કેવળી પ્રરૂપિત ધર્મથી ભ્રષ્ટ બને, અને તે દેવતા તેમને કેવળી પ્રરૂપિત ધર્મનું સ્વરૂપ બતાવી, બોધ આપી પુનઃ ધર્મમાં સ્થિર કરે તો તે દેવતા ધર્માચાર્યના ઋણથી મુક્ત થઈ શકે છે.

ઠાણાંગ ૩, સૂત્ર ૧૩૫

## ૧૨૫-ત્રણ આત્મા

૧. બહિરાત્મા, ૨. અંતરાત્મા, ૩. પરમાત્મા.

**૧. બહિરાત્મા**—સમ્યગ્ જ્ઞાનના અભાવે જીવની જે મોહવશ શરીરાદિ બાહ્ય પદાર્થોમાં આત્મબુદ્ધિ કે 'આ હું જ છું, તેનાથી હું જુદો નથી' તે બહિરાત્મા કહેવાય છે. એવા અજ્ઞાની જીવ આત્માને દેહ સાથે જોડે છે.

**૨. અંતરાત્મા**—બાહ્ય ભાવોને પૃથક્ કરી, શરીરથી ભિન્ન, શુદ્ધ જ્ઞાનસ્વરૂપ આત્મામાં જ રમણ કરનાર આત્મજ્ઞાની પુરુષ અંતરાત્મા છે.

**૩. પરમાત્મા**—સકળ કર્મનો ક્ષય કરી જેમણે પોતાનું શુદ્ધ જ્ઞાનસ્વરૂપ પ્રાપ્ત કરી લીધું છે તે વીતરાગ અને કૃતકૃત્ય છે એવા શુદ્ધાત્મા પરમાત્મા છે.

—પરમાત્મ પ્રકાશ, ગા. ૧૩-૧૪-૧૫

## ૧૨૬-ત્રણ અર્થ યોનિ

રાજ્યલક્ષ્મી વગેરે પ્રાપ્ત કરવાના ઉપાય તે અર્થ યોનિ છે. તેના ત્રણ ભેદઃ-

૧. સામ, ૨. દંડ, ૩. ભેદ.

**૧. સામ**—અન્યોન્યના ઉપકાર બતાવવા, ગુણકીર્તન કરવાં, સંબંધ બતાવવો, ભવિષ્યની આશા આપવી, મીઠાં વચન જેમકે "હું તો તમારો જ છું" એમ કહી આત્માનું અર્પણ કરવું વગેરે પ્રયોગો સામ છે.

**૨. દંડ**—વધ, ક્લેશ, ધનહરણ વગેરેથી શત્રુને વશ કરવો તે દંડ છે.

**૩. ભેદ**—શત્રુ-પક્ષનાં માણસોમાં ભેદ પાડવો, તેમાં ક્લેશ પેદા કરાવવો, ભય બતાવી ફૂટ પડાવવી વગેરે ભેદ છે.

—ઠાણાંગ ૩, સૂત્ર ૧૮૫ની ટીકા

## ૧૨૭-શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ

**૧. શ્રદ્ધા**—તર્ક કર્યા વિના ધર્માસ્તિકાય આદિ પર વ્યાખ્યાતાના કથન ઉપર વિશ્વાસ કરી લેવો તે શ્રદ્ધા છે.

**૨. પ્રતીતિ**—વ્યાખ્યાતા પાસેથી યુક્તિઓથી પુણ્ય-પાપ આદિ સમજી તેમાં વિશ્વાસ કરવો તે પ્રતીતિ છે.

**૩. રુચિ**—ઉપદેશેલ વિષયમાં શ્રદ્ધા કરી, તદ્ અનુસાર તપ, ચારિત્ર વગેરેના સેવનની ઇચ્છા કરવી તે રુચિ છે.

—ભગવતી શતક ૧, ઉ. ૯

## ૧૨૮-ગુણવ્રતના ત્રણ ભેદ

અણુવ્રત પાલન કરવામાં ગુણકારી અર્થાત્ ઉપકારક ગુણોને પુષ્ટિ આપવાવાળાં વ્રતોને ગુણવ્રત કહે છે. ગુણવ્રત ત્રણ છે:—

૧ દિશાપરિમાણુ વ્રત, ૨. ઉપભોગ-પરિમાણુ વ્રત, ૩ અનર્થ દડ-વિરમણુ વ્રત.

**૧. દિશાપરિમાણુ વ્રત**—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણુ, ઊંચે, નીચે એમ છ દિશાઓની મર્યાદા કરવી અને નિયમિત દિશાથી આગળ જઇ આશ્રવ સેવવાનો ત્યાગ કરવો તેને દિશાપરિમાણુ વ્રત કહે છે

**૨. ઉપભોગ-પરિભોગ-પરિમાણુ વ્રત**—ભોજનાદિ જે એક વખત ભોગવવામાં આવે તે ઉપભોગ. વસ્ત્ર વગેરે જે વારવાર ભોગવવામા આવે તે પરિભોગ ઉપભોગ પરિભોગની વસ્તુઓનું પરિમાણુ કરવુ, ૨૬ બોલની મર્યાદા કરવી અને તે ઉપરાત ઉપભોગ પરિભોગની વસ્તુઓનો ત્યાગ કરવો તે ઉપભોગ પરિભોગ પરિમાણુ વ્રત છે

**૩. અનર્થ દંડ-પરિમાણુ વ્રત**—અપધ્યાન અર્થાત્ આર્તધ્યાન, રૌદ્રધ્યાન કરવું, પ્રમાદ સહિત પ્રવૃત્તિ કરવી, હિંસાકારી શસ્ત્ર અન્યને આપવુ, પાપકર્મનો ઉપદેશ આપવો એ સર્વે કાર્યો અનર્થ દડ છે. કારણુ તેમા નિષ્પ્રયોજન હિંસા થાય છે અને આત્મા દડાય છે. આ કાર્યોનો ત્યાગ કરવો તે અનર્થ દડ પરિમાણુ વ્રત છે

—હરિભદ્રીયાવશ્યક અધ ૬, પૃ ૮૨૬-૩૬

## ૧૨૯—ત્રણ ગુપ્તિ

અશુભ યોગથી નિવૃત્ત થઇ શુભ યોગમાં પ્રવૃત્ત થવુ તે ગુપ્તિ

અથવા મોક્ષાભિલાષી આત્માનું આત્મ રક્ષા માટે અશુભ યોગથી રોકાવુ તે ગુપ્તિ

અથવા કર્મરૂપી આવતા કચરાને રોકવો તે ગુપ્તિ. તેના ત્રણ ભેદ :–

૧ મનગુપ્તિ, ૨. વચનગુપ્તિ, ૩. કાયગુપ્તિ.

**૧. મનગુપ્તિ**—આર્તધ્યાન, રૌદ્રધ્યાન, સંરંભ, સમારંભ અને આરંભ સંબંધી સંકલ્પ-વિકલ્પ ન કરવા, પરલોકમાં હિતકારી ધર્મ-ધ્યાન સંબંધી ચિંતવન કરવું, મધ્યસ્થ ભાવ રાખવો, શુભાશુભ યોગ રોકી જે અવસ્થામાં યોગનિરોધ થાય છે તેની અવસ્થાને પ્રાપ્ત કરવી તે મનોગુપ્તિ છે.

**૨. વચનગુપ્તિ**—વચનનો અશુભ વ્યાપાર અર્થાત્ સંરંભ, સમારંભ અને આરંભ સંબંધી વચનનો ત્યાગ કરવો, વિકથા ન કરવી, મૌન રાખવું વગેરે વચનગુપ્તિ છે.

**૩. કાયગુપ્તિ**—યતના વિના ઊભું થવું, બેસવું, ઊઠવું, સૂવું, ચાલવું, ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાં લગાડવી, સંરંભ, સમારંભ અને આરંભમાં પ્રવૃત્તિ કરવી વગેરે કાયાના કામોમાં પ્રવૃત્ત ન થવું અર્થાત્ એ વ્યાપારોથી નિવૃત્ત થવું તે કાયગુપ્તિ છે. અયતનાનો ત્યાગ કરી, યતનાપૂર્વક કાયાનો વ્યાપાર અને અશુભ વ્યાપારનો ત્યાગ તે કાયગુપ્તિ છે.

—ઉત્તરાધ્યયન અધ્યયન ૨૪
—ઠાણાંગ ૩, ઉ ૧, સૂત્ર ૧૨૬

**ત્રણના બોલ સમાપ્ત**

# શ્રી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ

## ભાગ ૧ લો

## ચારની સંખ્યાના બોલ

## બોલ નં ૧૩૦થી ૨૭૭ સુધી

इणमेव खण वियाणिया, णो सुलभ बोहिं च आहिय।
एवं सहिएऽहिपासये, आह जिणे इणमेव सेसगा॥

सूत्रकृतांग २ ३ १९

વર્તમાન કાળ એ જ એક માત્ર તક છે' બોધ પ્રાપ્તિ સુલભ નથી, એવુ સમજીને આત્મકલ્યાણમા તત્પર બનો' વર્તમાન જિનેશ્વરો આમ જ કહે છે, ભવિષ્યના જિનો પણ એમ જ કહેશે

जमिण जगती पुढो जगा, कम्मेहिं लुप्पति पाणिणो,
सयमेव कडेहिं गाहइ, णो तस्स मुच्चेज्जऽपुट्ठयं॥

सूत्रकृतांग २ १ ४

જગતમા પ્રાણીઓ પોતાના જ કર્મોથી દુ ખી થાય છે અને માઠી દશા પ્રાપ્ત કરે છે કરેલુ કર્મ ફળ આપ્યા વિના કદી અલગ થતું નથી

## ૧૩૦-ચાર મંગળરૂપ, લોકમાં ઉત્તમ અને શરણરૂપ છે.

૧. અરિહંત, ૨. સિદ્ધ, ૩. સાધુ, ૪. કેવળી પ્રરૂપિત ધર્મ.

**૧. અરિહંત**—ચાર ઘનઘાતી કર્મોનો જેણે ક્ષય કર્યો છે, દેવેન્દ્ર કૃત આઠ મહા પ્રાતિહાર્યાદિ રૂપ પૂજાથી પૂજિત છે, સિદ્ધ ગતિમાં જનાર છે, કેવળ જ્ઞાન અને કેવળ દર્શનથી ત્રિકાળ અને ત્રિલોકને જાણનાર અને જોનાર છે, હિતોપદેશક છે તે સર્વજ્ઞ ભગવાન અરિહંત કહેવાય છે. અરિહંત ભગવાનના આઠ મહાપ્રાતિહાર્ય અને મૂળાતિશય રૂપ બાર ગુણ છે.

**૨. સિદ્ધ**—શુકલ ધ્યાન દ્વારા જેણે આઠે ય કર્મનો ક્ષય કરી નાખ્યો છે, જે લોકને અગ્ર ભાગે સિદ્ધ શિલા ઉપર બિરાજમાન છે, કૃતકૃત્ય છે, મુક્તાત્મા છે તે સિદ્ધ કહેવાય છે.

**નોંધ**—સિદ્ધ ભગવતના આઠ ગુણોનું વર્ણન આઠની સંખ્યાના બોલમાં જુઓ.

**૩. સાધુ**—સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્રથી મોક્ષમાર્ગની આરાધના કરનાર, પ્રાણીમાત્ર પર સમભાવ રાખનાર, છ કાયના રક્ષક, આઠ પ્રવચન માતાના આરાધક, પંચ મહાવ્રતધારી મુનિ સાધુ કહેવાય છે. આચાર્ય, ઉપાધ્યાયનો પણ આમાં સમાવેશ થાય છે.

**૪. કેવળી પ્રરૂપિત ધર્મ**—પૂર્ણ જ્ઞાનસંપન્ન કેવળી ભગવાને પ્રરૂપેલ શ્રુત ચારિત્રરૂપ ધર્મ કેવળી પ્રરૂપિત ધર્મ કહેવાય છે.

આ ચારે ય હિત અને સુખની પ્રાપ્તિ માટે કારણભૂત છે, તેથી મંગળરૂપ છે, અને મંગળરૂપ હોવાથી લોકમાં ઉત્તમ છે.

હરિભદ્રીયાવશ્યકમાં ચારેયની લોકોત્તમતા આ પ્રમાણે વર્ણવી છેઃ-

ઔદયિક વગેરે છ ભાવ ભાવલોકરૂપ છે. અરિહંત ભગવંત આ ભાવોની અપેક્ષાએ લોકોત્તમ છે. અરિહંતાવસ્થામાં પ્રાયઃ અઘાતી કર્મોની શુભ પ્રકૃતિઓનો ઉદય રહે છે, તેથી ઔદયિક ભાવ ઉત્તમ હોય છે. ચારે ય ઘાતી કર્મોનો ક્ષય થવાથી ક્ષાયિક ભાવ પણ તેમનામાં સર્વોત્તમ હોય છે. ઔપશમિક અને ક્ષાયોપશમિક ભાવ અરિહંતમાં હોતા જ નથી. ક્ષાયિક અને ઔદયિકના સંયોગથી થતો સન્નિપાતિક ભાવ પણ અરિહંતમાં ઉત્તમ હોય છે, કારણ ક્ષાયિક અને ઔદયિક ભાવ ઉભય ઉપર ઉત્તમ બતાવવામાં આવેલ છે. આથી અરિહંત ભગવાન ભાવની અપેક્ષાએ લોકોત્તમ છે.

સિદ્ધ ભગવાન ક્ષાયિક ભાવની અપેક્ષાએ લોકોત્તમ છે. આ પ્રમાણે લોકોમાં સર્વોચ્ચ સ્થાન પર બિરાજમાન હોવાથી ક્ષેત્રની અપેક્ષાએ પણ તેઓ લોકોત્તમ છે.

સાધુ મહાત્મા જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ભાવોની ઉત્કૃષ્ટતાની અપેક્ષાએ લોકોત્તમ છે.

ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ભાવોની અપેક્ષાએ કેવળી પ્રરૂપિત ધર્મ પણ લોકોત્તમ છે.

સાંસારિક દુઃખોથી મુક્ત થવા માટે સર્વે આત્મા ઉપરોક્ત ચારનો આશ્રય લે છે, તેથી તે શરણરૂપ છે.

બૌદ્ધ સાહિત્યમાં બુદ્ધ, ધર્મ અને સંઘ એ ત્રણ શરણરૂપ માનવામાં આવે છે. જેમકે:—

"અરિહંતે સરણં પવજ્જામિ, સિદ્ધે સરણં પવજ્જામિ
સાહૂ સરણં પવજ્જામિ, કેવલિ પણ્ણત્તં ધમ્મં સરણં પવજ્જામિ.
આ પાઠ જેવા જ બુદ્ધ ધર્મમાં પાઠ મળે છે:—
બુદ્ધં સરણં ગચ્છામિ, ધમ્મં સરણં ગચ્છામિ,
સંઘં સરણં ગચ્છામિ.

—હરિભદ્રીયાવશ્યક પ્રતિક્રમણાધ્યયન

## ૧૩૧-અરિહંત ભગવાનના ચાર મૂલાતિશય

૧. અપાયાપગમાતિશય, ૨. જ્ઞાનાતિશય, ૩. પૂજાતિશય, ૪. વાગતિશય.

**૧. અપાયાપગમાતિશય**—અપાય અર્થાત્ અઢાર દોષ અને વિઘ્ન બાધાઓનો સર્વથા નાશ થઇ જવો તે અપાયાપગમાતિશય છે.

**નોંધ**:— ૧૮ દોષોનું વર્ણન ૧૮ની સંખ્યાના બોલમાં અપાશે.

**૨. જ્ઞાનાતિશય**—જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલ ત્રિકાળ અને ત્રિલોકનાં સમસ્ત દ્રવ્યો અને પર્યાયોને હસ્તામલકવત્ જાણવાં, સંપૂર્ણ, અવ્યાબાધ, અપ્રતિપાતી જ્ઞાનને ધારણ કરવું તે જ્ઞાનાતિશય છે.

**૩. પૂજાતિશય**—અરિહંત પ્રભુ ત્રિલોકના સમસ્ત આત્માઓ માટે પૂજનીય છે, તથા ઇન્દ્રકૃત આઠ મહાપ્રાતિહાર્યાદિ રૂપ પૂજાથી પૂજિત છે. ત્રિલોક-પૂજ્યતા અને ઇન્દ્રાદિકૃત પૂજા એ પૂજાતિશય છે.

ભગવાનના ચોત્રીશ અતિશય, અપાયાપગમાતિશય અને પૂજાતિશય ૩૫ છે

૪. વાગતિશય—અરિહંત ભગવાન રાગદ્વેષથી પર હોય છે અને પૂર્ણ જ્ઞાનના ધારક હોય છે તેથી તેમના વચન સત્ય અને પરસ્પર અવિરોધી હોય છે વાણી ની એ વિશેષતા જ વચનાતિશય છે ભગવાન ની વાણીના પાત્રીશ અતિશય વાગતિશય ૩૫ છે

—સ્યાદ્વાદ મંજરી, કારિકા ૨

## ૧૩૨-સંસારીના ચાર પ્રકાર

૧. પ્રાણ, ૨ ભૂત, ૩ જીવ, ૪ સત્ત્વ

૧. પ્રાણ—વિકલેન્દ્રિય અર્થાત્ દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય જીવોને પ્રાણ કહે છે

૨. ભૂત—વનસ્પતિકાયને ભૂત કહે છે

૩. જીવ—પચેન્દ્રિય પ્રાણીઓને જીવ કહે છે

૪. સત્ત્વ—પૃથ્વીકાય, અપકાય, તેઉકાય અને વાયુકાય એ ચાર સ્થાવરોને સત્ત્વ કહે છે

—ઠાણાગ ૫ ઉ ૨, સૂત્ર ૪૩૦

શ્રી ભગવતી સૂત્ર શતક ૨, ઉદ્દેશા ૧ મામા જીવના પ્રાણ ભૂત, જીવ સત્ત્વ વગેરે ૭ નામ ભિન્નભિન્ન ધર્મોની વિવક્ષાથી આપેલ છે વિજ્ઞ અને વેદ એ બે નામ ત્યા અધિક આપેલ છે જેમકે—

૧. પ્રાણ—પ્રાણવાયુને ખેંચવાથી અને બહાર કાઢવાથી, અર્થાત્ શ્વાસોચ્છ્વાસ લેવાના કારણે જીવને પ્રાણ કહે છે.

૨. ભૂત—ત્રણે કાળમાં વિદ્યમાન હોવાના કારણે જીવને ભૂત કહેવાય છે

૩. જીવ—જીવે છે અર્થાત્ પ્રાણ ધારણ કરે છે અને આયુકર્મ તથા જીવત્વનો અનુભવ કરે છે તેથી તે જીવ કહેવાય છે.

૪. સત્ત્વ (સક્ત, શક્ત અથવા સત્ત)—જીવ શુભાશુભ કર્મોની સાથે સંબદ્ધ છે. સારાં અને ખરાબ કર્મો કરવા સમર્થ છે, અથવા સત્તાવાળો છે તેથી તેને સત્ત્વ (સક્ત, શક્ત, સત્ત) કહે છે.

૫. વિજ્ઞ—કડવા, કસાયલા, ખાટા, મીઠા રસોને જાણે છે તેથી જીવ વિજ્ઞ કહેવાય છે

૬. વેદ—જીવ સુખદુઃખને ભોગવે છે, વેદે છે, તેથી તે વેદ કહેવાય છે.

## ૧૩૩-ગતિ ચાર

ગતિ નામ કર્મના ઉદયથી પ્રાપ્ત થતી પર્યાય ગતિ કહેવાય છે. તેના ચાર ભેદ —

૧ નરક ગતિ, ૨. તિર્યંચ ગતિ, ૩. મનુષ્ય ગતિ, ૪ દેવ ગતિ.

—પન્નવણા પદ ૨૩, ઉ ૨
—કર્મગ્રન્થ ભાગ ૪, ગા ૧૦

## ૧૩૪-નરક-આયુબંધનાં ચાર કારણો

૧. મહારભ, ૨ મહા પરિગ્રહ, ૩. પચેન્દ્રિય વધ, ૪. માસાહાર.

૧. મહારંભ—ઘણા પ્રાણીઓની હિંસા થાય તેવી રીતે તીવ્ર પરિણામોથી કષાય સહિત પ્રવૃત્તિ કરવી તે મહારભ છે.

૨. મહા પરિગ્રહ—વસ્તુઓ ઉપર અત્યત મૂર્છા હોવી તે મહા પરિગ્રહ છે.

## ૧૪૦-તુરતના ઉપજેલા દેવો ચાર કારણથી ઈચ્છા થવા છતાં મનુષ્યલોકમાં આવી શકતા નથી

૧ તત્કાળ ઉત્પન્ન થયેના દેવતા દિવ્ય કામભોગોમા અત્યાધિક મોહિત અને ગૃદ્ધ થઈ જાય છે તેથી મનુષ્ય સબધી કામભોગોથી તેનો મોહ છૂટી જાય છે અને તેથી મનુષ્ય લોકમા આવતા નથી

૨ તે દેવતાનો મનુષ્ય સબધીનો પ્રેમ દેવતા સંબધી પ્રેમમા પરિણત થઇ જાય છે, તેથી મનુષ્ય લોકમા આવવા લલચાતા નથી

૩ તે તુરત ઉત્પન્ન થયેલ દેવ વિચાર કરે છે કે તું હમણા મનુષ્ય લોકમા જાઉં પણ તેના ધારી લીધેના અ૫કાળ દરમિયાન તેના પૂર્વ ભવના અલ્પ આયુષ્યવાળા સ્વજન પરિવારવગેરે પોતાનું આયુષ્ય પૂર્ણ કરી દે છે

૪. દેવતાઓને મનુષ્યલોકની ગધ પ્રતિકૂળ અને અત્યત અમનોજ્ઞ હોય છે તે ગંધ આ ભૂમિથી પહેલા બીજા આરામા ચારસો યોજન અને બાકીના આરાઓમા પાચસો યોજન સુધી ઉપર જાય છે

—ઠાણાગ ૪, સૂત્ર ૩૨૩

## ૧૪૧-તુરતના ઉત્પન્ન થયેલા દેવ મનુષ્યલોકમાં આવવાની ઇચ્છા થતાં ચાર કારણોથી આવવા સમર્થ છે.

નોધ-પહેલાં ત્રણ કારણો ત્રણની સખ્યાના બોનમા બોલ ન ૧૧૦, પૃષ્ઠ ૮૦ પર આપવામા આવેલ છે

૪. બે મિત્રોએ અથવા સંબંધી દેવતાઓએ મરવા પહેલાં એવી પ્રતિજ્ઞા કરી હોય કે તેમનામાંથી જે દેવલોકમાંથી પહેલો ચ્યવે તેની બીજો દેવ સહાયતા કરે. આ પ્રકારની પ્રતિજ્ઞાથી બદ્ધ થયેલ દેવ પોતાના સાથી દેવ જે ચ્યવીને મનુષ્ય-ભવમાં ઉત્પન્ન થયેલ હોય તેની સહાયતા કરવા માટે મનુષ્ય-લોકમાં આવવાને સમર્થ છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૨૩

## ૧૪૨-તત્કાળ ઉત્પન્ન થયેલ નારકી મનુષ્યલોકમાં આવવાની ઈચ્છા કરે છે, પરંતુ ચાર કારણોથી આવવાને અસમર્થ છે.

૧. નવીન ઉત્પન્ન થયેલ નારકી નરકમાં પ્રબળ વેદનાનો અનુભવ કરી મનુષ્યલોકમાં તુરત આવવાની ઇચ્છા કરે છે, પરંતુ આવવાને અસમર્થ છે.

૨. નવીન ઉત્પન્ન થયેલ નારકી પરમાધામી દેવતાઓથી અપાતાં દુઃખનો અનુભવ કરતાં, મનુષ્યલોકમાં તુરત આવવા ઇચ્છે છે, પરંતુ આવવા અસમર્થ છે.

૩. તત્કાળ ઉત્પન્ન થયેલ નૈરયિક નરક યોગ્ય અશુભ નામકર્મ, અસાતા વેદનીય વગેરે કર્મોની સ્થિતિ ક્ષય થયા વિના, વિપાક ભોગવ્યા વિના અને ઉક્ત કર્મપ્રદેશો આત્માથી જુદા થયા વગર મનુષ્યલોકમાં આવવાની ઇચ્છા કરે છે, પરંતુ નિકાચિત કર્મરૂપી બેડીથી બંધાયેલ હોઇ આવવાને અસમર્થ છે.

૪ તત્કાળ ઉત્પન્ન થયેલ નૈરયિક નરક આયુ કર્મની સ્થિતિ પૂર્ણ થયા પહેલા, વિપાક ભોગવ્યા વિના અને આયુ કર્મના પ્રદેશો આત્માથી પૃથક્ થયા વિના જ મનુષ્યલોકમાં આવવા ઇચ્છા કરે છે, પરન્તુ નરક આયુ કર્મથી બદ્ધ હોઇ આવવાને અસમર્થ છે

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૫

## ૧૪૩-ચાર ભાવના

૧ કંદર્પ ભાવના, ૨ આભિયોગિકી ભાવના, ૩ કિલ્વિષિકી ભાવના, ૪ આસુરી ભાવના

૧. **કંદર્પ ભાવના**—કાન્દર્પી ભાવના કરવી એટલે કોઈના સ્વભાવની હાંસી કરવી કુકથા કે કામકથા કરવી, કામનો ઉપદેશ દેવો, અને તેની પ્રશંસા કરવી, કુચેષ્ટા કરવી (શરીર અને વચનથી અન્યને હસાવવાની ચેષ્ટા કરવી), વિસ્મયોત્પાદકવાળો સ્વભાવ રાખવો, હાસ્ય તથા વિવિધ કથાઓથી બીજાઓને વિસ્મય કરવા તે કંદર્પ ભાવના છે

૨. **આભિયોગિકી ભાવના**—સુખ, રસ કે સમૃદ્ધિને માટે જે કોઈ વશીકરણ વગેરેના મંત્રો કે દોરાધાગા કરે છે તે આભિયોગિકી ભાવના કહેવાય છે

૩. **કિલ્વિષી ભાવના**—જ્ઞાની, કેવળી પુરુષો ધર્માચાર્ય તથા સાધુસાધ્વી, શ્રાવક શ્રાવિકાઓની નિંદા કરવી અને માયા કપટ કરવું તે કિલ્વિષી ભાવના છે

૪. **આસુરી ભાવના**—નિરંતર ક્રોધ કર્યા કરવો, સમય મળતા શત્રુ બની જવુ, પુષ્ટ કારણ વિના ભૂત, ભવિષ્ય અને વર્તમાન

કાળનું નિમિત્ત બતાવવું, એવાં દુષ્ટ કાર્યોને આસુરી ભાવના કહે છે.

**નોંધ**–નિમિત્તનો અર્થ નિમિત્તશાસ્ત્ર પણ થાય છે. તે એક જ્યોતિષનું અંગ છે. તે જ્યોતિષ ખોટી રીતે જોઈ બીજાને ઠગતો હોય તે માણસ પણ આસુરી ભાવનાને પોષે છે.

આ ચાર ભાવનાઓથી જીવ તે તે પ્રકારના દેવ થવાનાં કર્મો બાંધે છે, અર્થાત્ આવી ભાવનાવાળો જીવ જો કદાચ દેવગતિ પ્રાપ્ત કરે તોપણ હલકી કોટિનો દેવતા બને છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્ય. ૩૬, પૃ. ૨૬૧-૬૪
—શ્રી સંત બાલનું ભાષાન્તર

## ૧૪૪-ચાર સંજ્ઞા

જ્ઞાન, અસાતા વેદનીય અને મોહનીય કર્મના ઉદયથી પેદા થતા વિકારથી યુક્ત ચેતનાને સંજ્ઞા કહે છે. તેના ચાર ભેદઃ–

૧. આહાર સંજ્ઞા, ૨. ભય સંજ્ઞા, ૩. મૈથુન સંજ્ઞા, ૪. પરિગ્રહ સંજ્ઞા.

**૧. આહાર સંજ્ઞા**—તૈજસ શરીરનામ કર્મ અને ક્ષુધા વેદનીય કર્મના ઉદયથી કવલ આદિ આહાર માટે આહારનાં યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાની જીવની ઇચ્છાને આહાર સંજ્ઞા કહે છે.

**૨. ભય સંજ્ઞા**—ભય મોહનીય કર્મના ઉદયથી થતા જીવના ત્રાસરૂપ પરિણામને ભય સંજ્ઞા કહે છે. ભયથી ઉદ્‌ભ્રાંત થયેલ જીવની આંખો, ચહેરામાં વિકાર, રોમાન્ચ, કંપ વગેરે ક્રિયાઓ થાય છે.

૩. મૈથુન સંજ્ઞા–વેદ મોહનીય કર્મના ઉદયથી થતી મૈથુનની ઇચ્છા મૈથુન સંજ્ઞા છે.

૪. પરિગ્રહ સંજ્ઞા–લોભ મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતી સચિત્ત આદિ દ્રવ્યોને ગ્રહણ કરવાની આત્માની અભિલાષા અથવા તૃષ્ણાને પરિગ્રહ કહે છે.

## ૧૪૫-આહાર સંજ્ઞા

તેના ઉત્પન્ન થવાનાં ચાર કારણો છે:–

૧. પેટ ખાલી થવાથી.
૨. ક્ષુધા વેદનીય કર્મના ઉદયથી.
૩. આહાર વિષયક કથા સાંભળવાથી અને આહાર જોવાથી.
૪. હમેશાં આહારનો વિચાર અને સ્મરણ કરવાથી.

## ૧૪૬-ભય સંજ્ઞા

તેના ઉત્પન્ન થવાનાં ચાર કારણો છે:–

૧. સત્ત્વ અથવા શક્તિહીન હોવાથી.
૨. ભય મોહનીય કર્મના ઉદયથી.
૩. ભયની વાત સાંભળવાથી, ભયાનક વસ્તુ જોવાથી વગેરે.
૪. આ લોક આદિમાંના ભયનાં કારણોને યાદ કરવાથી.

## ૧૪૭-મૈથુન સંજ્ઞા

તેના ઉત્પન્ન થવાનાં ચાર કારણો છે:–

૧. શરીર ખૂબ હૃષ્ટપુષ્ટ હોવાથી.
૨. વેદ મોહનીય કર્મના ઉદયથી.
૩. કામકથા સાંભળવા વગેરેથી.
૪. હમેશાં મૈથુનનો વિચાર કરવાથી.

## ૧૪૮-પરિગ્રહ સંજ્ઞા

તેના ઉત્પન્ન થવાનાં ચાર કારણો છે.–

૧. પરિગ્રહની વૃત્તિ હોવાથી.
૨. લોભ મોહનીય કર્મના ઉદયથી.
૩. સચિત્ત, અચિત્ત અને મિશ્ર પરિગ્રહની વાત સાભળવાથી, જોવાથી વગેરે કારણોથી.
૪. હમેશાં પરિગ્રહનો વિચાર કરવાથી.

બોલ નં. ૧૪૪થી ૧૪૮ સુધીના પ્રમાણો:–

—ઠાણાંગ ૪, ઉદ્દેશા ૪, સૂત્ર ૩૫૩
—અભિધાન રાજેન્દ્રકોષ ભા ૭, પૃષ્ઠ ૩૦૦
—પ્રવચન સારોદ્ધાર ગાથા ૯૨૩

## ૧૪૯-ચાર ગતિમાં ચાર સંજ્ઞાનું અલ્પ બહુત્વ

૧. નારકી— સૌથી થોડા મૈથુન સંજ્ઞાવાળા.
આહાર સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.
પરિગ્રહ સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.
ભય સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.

૨. તિર્યંચ— સૌથી થોડા પરિગ્રહ સંજ્ઞાવાળા.
મૈથુન સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.
ભય સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.
આહાર સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.

૩. મનુષ્ય— સૌથી થોડા ભય સંજ્ઞાવાળા.
આહાર સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.
પરિગ્રહ સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા
મૈથુન સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.

૪. દેવતા— સૌથી થોડા આહાર સંજ્ઞાવાળા.
ભય સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.
મૈથુન સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા
પરિગ્રહ સંજ્ઞાવાળા તેથી સંખ્યાતગુણા.

—પન્નવણા સૂત્ર, સજ્ઞાપદ ૮

## ૧૫૦-ચાર વિકથા

સંયમમાં બાધક, ચારિત્ર વિરુદ્ધ કથાને વિકથા કહે છે. તેના ચાર ભેદ છે:—

૧ સ્ત્રીકથા. ૨. ભત્તકથા.
૩. દેશકથા. ૪. રાજકથા.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૮૨

## ૧૫૧-સ્ત્રીકથાના ચાર ભેદ

૧. જાતિકથા, ૨. કુળકથા, ૩. રૂપકથા, ૪. વેશકથા.

૧. સ્ત્રીની જાતિકથા—બ્રાહ્મણ વગેરે જાતિની સ્ત્રીઓની પ્રશંસા અથવા નિંદા કરવી.

૨. સ્ત્રીની કુળકથા—ઉગ્ર કુળ આદિની સ્ત્રીઓની પ્રશંસા અથવા નિંદા કરવી.

૩. સ્ત્રીની રૂપકથા—આંધ્ર વગેરે દેશની સ્ત્રીઓના રૂપનું વર્ણન કરવું, અથવા જુદાજુદા દેશોની સ્ત્રીઓનાં જુદાંજુદાં અંગોની પ્રશંસા અથવા નિંદા કરવી.

૪. સ્ત્રીની વેશકથા—સ્ત્રીઓના વેણીબંધ, પહેરવેશ વગેરેની પ્રશંસા કરવી અથવા નિંદા કરવી; જેમકે—અમુક દેશની સ્ત્રીના વેશમાં અમુક વિશેષતા અથવા ન્યૂનતા છે. અમુક દેશની સ્ત્રીઓ વાળ સુંદર રીતે ઓળે છે વગેરે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૮૨

**નોંધ**—સ્ત્રીકથા કરનાર અને સાંભળનાર ઉભયને મોહની ઉત્પત્તિ થાય છે, લોકમાં નિંદાને પાત્ર બને છે, સૂત્ર અને અર્થજ્ઞાનની હાનિ થાય છે, બ્રહ્મચર્યમાં દોષ લાગે છે. સ્ત્રીકથા કરનારનું સંયમથી પતન થાય છે. કુલાંગાર બને છે, અથવા સાધુવેશમાં રહી અનાચારનું સેવન કરે છે.

—નિશીથ ચૂર્ણિ, ઉ. ૧

## ૧૫૨-ભક્તકથા(ભોજનની કથા)ના ચાર ભેદ

૧. આવાપ કથા, ૨. નિર્વાપ કથા,
૩. આરંભ કથા, ૪. નિષ્ઠાન કથા.

૧ ભોજનની આવાપ કથા—ભોજન બનાવવાની કથા, જેમકે અમુક મીઠાઈ બનાવવામા આટલુ ઘી, ખાંડ વગેરે જોઇએ

૨ ભોજનની નિર્વાપ કથા—પક્વ અને અપકવ અન્નના આટલા ભેદ છે વગેરે કથા કરવી તે નિર્વાપ કથા છે

૩ ભોજનની આરંભ કથા—આટલા જીવોની આમા હિંસા થશે એવી જાતની આરભ કથા કરવી તે આરભ કથા છે

૪ ભોજનની નિષ્ઠાન કથા—આ ભોજનમા આટલો ખર્ચો થશે વગેરે કથા કરવી તે નિષ્ઠાન કથા છે

—ઠાણાગ ૪ સૂત્ર ૨૮૨

ભત્તકથા અર્થાત્ ભોજન, ખાવાપીવાની કથા કરવાથી ગૃદ્ધિ થાય છે અને આહાર કર્યા વગર પણ આસક્તિથી સાધુને ઇગાલ (અંગાર કર્મ) વગેરે દોષ લાગે છે લોકોમા એવી ચર્ચા ચાલે છે કે આ સાધુ અજિતેન્દ્રિય છે, તેણે ખાવાપીવા અને મોજમજાહ કરવા સંયમ લીધેલ છે જો એમ ન હોય તો સાધુપણામા તે ભોજનની કથા શા માટે કરે ? ગૃદ્ધિપણાથી અથવા આસક્તિથી છકાયના જીવની હિંસાના અનુમોદનનો દોષ લાગે છે વળી આહારમા આસક્ત સાધુ એષણા શુદ્ધિનો વિચાર પણ કરતો નથી આ પ્રમાણે ભત્તકથાના ઘણા દોષો છે

—નિશીથ ચૂર્ણિ ઉ ૧

## ૧૫૩-દેશ કથાના ચાર ભેદ

૧ દેશ વિધિ કથા, ૨ દેશ વિકલ્પ કથા,
૩ દેશ છંદ કથા, ૪ દેશ નેપથ્ય કથા

૧. **દેશ વિધિ કથા**—દેશ વિશેષનાં ભોજન, મણિ, ભૂમિ આદિની રચના, તથા ત્યાં ભોજનના પ્રારંભમાં શું પીરસવામાં આવે છે, અને ત્યાર બાદ ક્રમશઃ શું શું પીરસાય છે આદિ કથા કરવી તે દેશ વિધિ કથા છે.

૨. **દેશ વિકલ્પ કથા**—દેશ વિશેષમાં ધાન્યની ઉત્પત્તિ અને ત્યાંનાં વપ્ર, કૂપ, દેવકુળ, ભવન આદિનું વર્ણન કરવું તે દેશ વિકલ્પ કથા છે.

૩. **દેશ છંદ કથા**—દેશ વિશેષની ગમ્ય, અગમ્યનવિષયક વાત કરવી, જેમકે લાટ દેશમાં મામા અથવા માસીની દીકરી સાથે લગ્ન થઈ શકે છે અને અન્ય દેશોમા નહિ, ઇત્યાદિ કથા કરવી તે દેશ છંદ કથા છે.

૪. **દેશ નેપથ્ય કથા**—દેશ વિશેષનાં સ્ત્રી-પુરુષોના સ્વાભાવિક વેશ તથા શૃંગાર આદિનુ વર્ણન કરવું તે દેશ નેપથ્ય કથા છે.

—ઠાણાગ ૪, સૂત્ર ૨૮૨

દેશ કથા કરવાથી વિશિષ્ટ દેશ પ્રત્યે રાગ અથવા બીજા દેશ પ્રત્યે અરુચિ પેદા થાય છે. રાગદ્વેષથી કર્મબંધ થાય છે. સ્વપક્ષી અને પરપક્ષી સાથે આ સંબધમાં વાદવિવાદ થવાથી ઝગડો ઊભો થાય છે. સુંદર દેશનુ વર્ણન સાંભળી આસક્તિ સહિત સાધુ ત્યાં જવાની ઇચ્છા કરે તો તેને દોષ લાગે છે. આ પ્રમાણે દેશ કથાથી અનેક દોષો છે.

—નિશીથ ચૂર્ણિ, ઉદ્દેશા-૧

## ૧૫૪-રાજકથાના ચાર ભેદ

૧. રાજાની અતિયાન કથા,– ૨. રાજાની નિર્યાણ કથા,
૩. રાજાની બળવાહન કથા. ૪. રાજાનાં કોપ અને કોઠારની કથા.

૧. રાજાની અતિયાન કથા—રાજાનો નગરપ્રવેશ તથા તે સમયની વિભૂતિનું વર્ણન કરવું તે અતિયાન કથા છે.

૨. રાજાની નિર્યાણ કથા—રાજાના નગર બહાર જતી વખતના ઐશ્વર્ય વગેરેનુ વર્ણન કરવું તે નિર્યાણ કથા છે

૩. રાજાની બળવાહન કથા—રાજાનાં હય, હાથી વગેરે સેના અને રથ વગેરે વાહનોનું વર્ણન કરવું તે બળવાહન કથા છે.

૪. રાજાનાં કોષ-કોઠારની કથા—રાજાનો ખજાનો અને અનાજના કોઠાર વગેરેનું વર્ણન કરવું અને તેના પરિણામનુ કથન કરવું તે કોષ અને કોઠાર-કથા કહેવાય છે.

સાધુપુરુષોને રાજકથા કરતા સાંભળી લોકોને તેમના ઉપર અવિશ્વાસ અને શંકા ઉત્પન્ન થાય છે, કે વાસ્તવિક રીતે તે સાધુ હશે? વળી એ પણ શંકા થાય કે કોઈ રાજદ્રોહી સાધુવેશમાં ગુપ્ત રીતે રહેતો નહિ હોય?

રાજકથા સાંભળીને કોઈ રાજકુળમાંથી દીક્ષિત થયેલ સાધુને ભોગવેલા ભોગોનુ સ્મરણ થઈ શકે છે. અથવા અન્ય સાધુ રાજ-ઋદ્ધિનું વર્ણન સાભળી નિયાણુ કરવા પ્રેરાય છે. આ પ્રમાણે રાજકથાના ઉપરોક્ત અને અન્ય ઘણા દોષો છે.

—નિશીથ ચૂર્ણિ, ઉદ્દેશા ૧

## ૧૫૫-ધર્મકથાના ચાર ભેદ

દયા, દાન, ક્ષમા આદિ ધર્મનાં અંગોનુ વર્ણન કરનાર અને ધર્મની ઉપાદેયતા (ગ્રહણ કરવાની આવશ્યકતા) બતાવનાર કથા ધર્મકથા કહેવાય છે, જેમકે ઉત્તરાધ્યયન સૂત્ર આદિ તેના ચાર ભેદ:—

૧ આક્ષેપણી, ૨. વિક્ષેપણી,
૩. સંવેગની, ૪. નિર્વેદની.

—ઠાણાંગ ૪, ઉદ્દેશા ૨, સૂત્ર ૨૮૨

## ૧૫૬-આક્ષેપણી કથાના ચાર ભેદ

શ્રોતાઓને મોહથી હટાવી તત્ત્વ તરફ આકર્ષિત કરનાર કથાને આક્ષેપણી કથા કહે છે. તેના ચાર ભેદ —

૧ આચાર આક્ષેપણી, ૨. વ્યવહાર આક્ષેપણી,
૩. પ્રજ્ઞપ્તિ આક્ષેપણી, ૪. દૃષ્ટિવાદ આક્ષેપણી.

૧. **આચાર આક્ષેપણી**—કેશ લોચ, સ્નાન વગેરે આચારને અથવા આચારંગ સૂત્રના વ્યાખ્યાન દ્વારા શ્રોતાને તત્ત્વ તરફ આકર્ષિત કરનાર કથાને આચાર આક્ષેપણી કથા કહે છે.

૨. **વ્યવહાર આક્ષેપણી**—કોઈ પ્રકારે લાગેલ દોષની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત બતાવનાર તથા વ્યવહાર સૂત્રના વ્યાખ્યાન દ્વારા તત્ત્વ તરફ આકર્ષિત કરનાર કથાને વ્યવહાર આક્ષેપણી કહે છે.

૩ **પ્રજ્ઞપ્તિ આક્ષેપણી**—શંકાશીલ શ્રોતાઓને મધુર વચનોથી સમજાવીને અથવા પ્રજ્ઞપ્તિ સૂત્રના વ્યાખ્યાનથી તત્ત્વ તરફ વાળનાર કથાને પ્રજ્ઞપ્તિ આક્ષેપણી કથા કહે છે.

૪. **દૃષ્ટિવાદ આક્ષેપણી**—શ્રોતાનો ખ્યાલ રાખી, સાત નય અનુસાર,સૂક્ષ્મ જીવાદિ તત્ત્વોના કથન દ્વારા અથવા દૃષ્ટિવાદના વ્યાખ્યાન દ્વારા તત્ત્વ તરફ વાળનાર કથાને દૃષ્ટિવાદ આક્ષેપણી કથા કહે છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૮૨

ભાવનમ: અર્થાત્ અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરનાર જ્ઞાન, સર્વ વિરતિરૂપ ચારિત્ર, તપ, પુરુષકાર અને સમિતિ, ગુપ્તિનો ઉપદેશ જ આ કથાના સારરૂપ છે.

શિષ્યને સૌથી પહેલા આક્ષેપણી કથાથી ઉપદેશ આપવો જોઈએ આક્ષેપણી કથાથી ઉપદેશાયેલ જીવ સમ્યકત્વનો લાભ પામે છે.

—દશવૈકાલિક નિર્યુક્તિ, અધ્ય ૩

## ૧૫૭-વિક્ષેપણી કથાના ચાર ભેદ

શ્રોતાઓને કુમાર્ગથી સન્માર્ગે લાવનાર કથા વિક્ષેપણી કથા કહેવાય છે. સન્માર્ગના ગુણોનુ વર્ણન કરી અથવા ઉન્માર્ગના દોષોને બતાવી સન્માર્ગમા શ્રોતાને સ્થિર કરવા તે વિક્ષેપણી કથા છે.

૧. સ્વ સિદ્ધાતના ગુણોનો પ્રકાશ કરી, પર સિદ્ધાંતના દોષોને બતાવનાર પહેલી વિક્ષેપણી કથા છે.

૨. પર સિદ્ધાતનુ કથન કરતા સ્વ સિદ્ધાતનુ સ્થાપન કરવું તે બીજી વિક્ષેપણી કથા છે.

૩ પર-સિદ્ધાતમા ઘુણાક્ષર-ન્યાયથી જેટલી વાતો જિનાગમ પ્રમાણે છે તેને કહી, જિનાગમ-વિપરીત વાદના દોષો બતાવી અથવા આસ્તિકવાદીનો અભિપ્રાય બતાવી નાસ્તિકવાદીનો અભિપ્રાય બતાવવો તે ત્રીજી વિક્ષેપણી કથા છે.

૪. પર સિદ્ધાતમા બતાવેલ જિનાગમ-વિપરીત મિથ્યાવાદનું કથન કરી, બતાવી જિનાગમ પ્રમાણેની વાતોનો પ્રકાશ કરી અથવા

નાસ્તિકવાદીની દૃષ્ટિનું વર્ણન કરી આસ્તિકવાદીની દૃષ્ટિનો પ્રકાશ કરવો તે ચોથી વિક્ષેપણી કથા છે.

આક્ષેપણી કથાથી શિષ્યને સમ્યક્ત્વ-પ્રાપ્તિનો લાભ થયા બાદ વિક્ષેપણી કથા કહેવી જોઈએ. વિક્ષેપણી કથાથી સમ્યક્ત્વ લાભની ભજના છે. અનુકૂળ રીતે ગ્રહણ કરવાથી શિષ્યનું સમ્યક્ત્વ દૃઢ પણ બને છે, પરંતુ જો શિષ્યને મિથ્યાભિનિવેશ હોય તો તે પર-સમય-(પર-સિદ્ધાંત)ના દોષોને નહિ સમજતાં ગુરુને પર-સિદ્ધાંતના નિંદક સમજે છે, અને તેથી શિષ્ય ઉપર આ કથાની વિપરીત અસર પણ પડી શકે છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૮૨
—દશવૈકાલિક અધ્ય. ૩ની ટીકા

## ૧૫૮-સંવેગની કથાના ચાર ભેદ

જે કથાથી વિપાકની વિરસતા બતાવી, શ્રોતાઓમા વૈરાગ્ય ઉત્પન્ન કરવામાં આવે છે તે સંવેગની કથા છે. તેના ચાર ભેદ છે:—

૧. ઈહલોક સંવેગની, ૨. પરલોક સંવેગની,
૩. સ્વશરીર સંવેગની, ૪. પરશરીર સંવેગની.

**૧. ઈહલોક સંવેગની**—આ મનુષ્યત્વ તરુ-કદલીના થડ જેવું અસાર છે, અસ્થિર છે વગેરે વર્ણનથી મનુષ્ય-જન્મનું સ્વરૂપ બતાવી વૈરાગ્ય પેદા કરાવનાર કથાને ઇહલોક સંવેગની કથા કહે છે.

**૨. પરલોક સંવેગની**—દેવતા પણ ઈર્ષા, વિષાદ, ભય, વિયોગ વગેરે જુદાંજુદાં દુઃખોથી મુક્ત નથી વગેરે વર્ણનથી પરલોકનું સ્વરૂપ બતાવી વૈરાગ્ય ઉત્પન્ન કરાવવો તે પરલોક સંવેગની કથા છે.

૩ **સ્વશરીર સંવેગની**—આ શરીર સ્વય અશુચિરૂપ છે, અશુચિથી ઉત્પન્ન થયેલું છે, અશુચિ વિપયોથી પોષાયેલું છે, અશુચિથી ભરપૂર છે, અને અશુચિ પરપરાનુ કારણ છે વગેરે કથનથી મનુષ્ય શરીરનુ સ્વરૂપ બતાવવુ અને વૈરાગ્ય ભાવ ઉત્પન્ન કરાવવો તે સ્વ શરીર સવેગની કથા કહેવાય છે

૪ **પરશરીર સંવેગની**—કોઇ મૃતકનુ સ્વરૂપ કથન કરી વૈરાગ્ય પેદા કરાવનાર કથનને પરશરીર સવેગની કથા કહે છે

**નોંધ**—આ કથાનુ નામ સવેજની અને સવેદની પણ છે સવેજનીનો અર્થ સવેદનીની બરાબર થાય છે સવેદનીનો અર્થ એ છે કે ઉપર લખેલી વાતોથી આલોકની વસ્તુઓના યથાર્થ સ્વરૂપનુ જ્ઞાન કરાવવુ

—ઠાણાગ ૪, સૂત્ર ૨૮૨

## ૧૫૯–નિર્વેદની કથાના ચાર ભેદ

આલોક અને પરલોકમા પુણ્ય પાપના શુભાશુભ ફળ ભોગવવા પડે છે તે બતાવી, સસારથી ઉદાસીન કરાવનાર કથા નિર્વેદની કથા કહેવાય છે

૧ આલોકમા કરેલ અશુભ અને દુષ્ટ કર્મો આ ભવમા જ દુ ખરૂપ ફળ દેનાર બને છે, જેમકે ચોરી, પરસ્ત્રીગમન આદિ દુષ્ટ કર્મ આ ભવમા જ ફળ આપે છે

તે પ્રમાણે આ ભવમા કરેલા સુકૃત આ ભવમા જ સુખરૂપ ફળ આપે છે, જેમકે તીર્થંકર ભગવાનને દાન આપનાર પુરુષને સુવર્ણવૃષ્ટિ આદિ સુખરૂપ ફળ મળે છે આ પહેલી નિર્વેદની કથા છે

૨. આલોકમાં કરેલ દુષ્ટ કર્મ પરલોકમાં દુઃખરૂપ ફળ આપે છે, જેમકે મહારંભ, મહાપરિગ્રહ આદિ અશુભ કર્મ કરનારને નરકનાં દુઃખો ભોગવવાં પડે છે.

તે પ્રમાણે આલોકમા કરેલાં સુકૃત્યનુ ફળ પરલોકમાં સુખરૂપ મળે છે. જેમકે સુસાધુને આલોકમાં પાળેલ નિરતિચાર ચારિત્રનું સુખ-રૂપ ફળ પરલોકમાં મળે છે. આ બીજી નિર્વેદની કથા છે.

૩. પૂર્વભવમા કરેલાં અશુભકર્મ આ ભવમા દુઃખરૂપ ફળ આપે છે; જેમકે પૂર્વકર્માનુસાર જીવ આલોકમાં હલકા કુળમાં ઉત્પન્ન થઇ, બાળપણથી જ કોઢ વગેરે દર્દોથી દુખી અને ગરીબીથી ઘેરાયેલો દેખાય છે.

તે જ પ્રમાણે પરલોકમાં કરેલાં શુભ કર્મો આ ભવમાં સુખરૂપ ફળ દેનાર બને છે. જેમકે પૂર્વભવમા શુભ કર્મ કરનાર જીવ આ ભવમાં તીર્થંકરરૂપ જન્મ લઇ સુખરૂપ ફળ ભોગવે છે. આ ત્રીજી નિર્વેદની કથા છે.

૪. પરલોક(પૂર્વભવ)માં કરેલાંઅશુભકર્મો પરલોક(આવતા ભવ)માં દુઃખરૂપ ફળ આપે છે; જેમકે પૂર્વભવમાં કરેલા અશુભ કર્મોને કારણે જીવ કાગડા, ગીધ વગેરે ભવમાં ઉત્પન્ન થાય છે. તેમનાં નરક યોગ્ય થોડાં અશુભ કર્મો બંધાયેલા હોય છે, અને અશુભ કર્મ કરીને તે અહીં નરક યોગ્ય અધૂરાં કર્મોને પૂરા કરી દે છે, અને ત્યારબાદ નરકમા જઇને દુઃખ ભોગવે છે.

આ પ્રમાણે પરલોકમાં કરેલા શુભ કર્મ પરલોક(આગામી ભવ)-માં સુખરૂપ ફળ દેનાર હોય છે. જેમકે દેવભવમાં રહેલો તીર્થંકરનો

જીવ પૂર્વભવમા તીર્થંકર પ્રકૃતિરૂપ શુભ કર્મોનું ફળ દેવભવમાં ભોગવ્યા બાદ તીર્થંકર ભવમાં ભોગવશે આ ચોથી નિર્વેદની કથા છે
—ઠાણાંગ ૪, સૂત્ર ૨૮૨

## ૧૬૦-કષાય ચાર

કષ એટલે સંસાર અને આય એટલે લાભ જેથી જન્મ મરણ રૂપ સંસારની વૃદ્ધિ થાય તેને કષાય કહે છે તેના ચાર ભેદ છે:—

૧. ક્રોધ, ૨. માન, ૩. માયા, ૪. લોભ

૧. ક્રોધ—ક્રોધ મોહનીયથી ઉત્પન્ન થતા, કૃત્યાકૃત્યનો વિવેક રાખ્યા વિના, પ્રજ્વલન સ્વરૂપ આત્માના મલિન પરિણામને ક્રોધ કહે છે ક્રોધને વશ થયેલ જીવ કોઈની વાત સહન કરી શકતો નથી અને વગર વિચાર્યે સ્વ-પરના અનિષ્ટ માટે હૃદયમા અને બહાર બળ્યા કરે છે.

૨. માન—માન મોહનીય કર્મના ઉદયથી જાતિ, કુળ વગેરે ગુણો માટે ઉત્પન્ન થતી અહંકારબુદ્ધિ રૂપ આત્માના મલિન પરિણામને માન કહે છે. માનને વશીભૂત જીવમા નાના મોટા પ્રત્યે યોગ્ય નમ્ર ભાવ રહેતો નથી માની જીવ પોતાને હમેશા મોટો માને છે, અને અન્યને તુચ્છ સમજીને તેની અવહેલના કરે છે ગર્વને વશ થયેલ જીવ અન્યના ગુણો સહન કરી શકતો નથી

૩. માયા—માયા-મોહનીય કર્મના ઉદયથી મન, વચન, કાયાની કુટિલતા દ્વારા પરવચના અર્થાત્ અન્યની સાથે કુળકપટ, દગાબાજી, છેતરપીંડી રૂપ આત્માના મલિન પરિણામને માયા કહે છે.

૪. લોભ—લોભ-મોહનીય કર્મના ઉદયથી દ્રવ્ય વગેરેની ઇચ્છા, મૂર્છા, મમત્વભાવ, તૃષ્ણા અને અસંતોષરૂપ આત્માનાં મલિન પરિણામોને લોભ કહે છે.

પ્રત્યેક કષાયના ચાર ચાર ભેદ છે :—

૧. અનંતાનુબંધી, ૨. અપ્રત્યાખ્યાની,
૩. પ્રત્યાખ્યાનાવરણીય, ૪. સંજ્વલન.

**૧. અનંતાનુબંધી**—જે કષાયના પ્રભાવથી જીવ અનંતકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરતો રહે તેને અનંતાનુબંધી કષાય કહે છે. આ કષાય સમ્યકત્વનો ઘાત કરે છે, જીવન પર્યંત રહે છે અને નરક ગતિરૂપ કર્મોનો બંધ કરાવે છે.

**૨. અપ્રત્યાખ્યાની**—જે કષાયના ઉદયથી દેશવિરતિરૂપ અલ્પાંશે પણ પ્રત્યાખ્યાન (પચ્ચખ્ખાણ–ત્યાગ) નથી થઈ શકતા તેને અપ્રત્યાખ્યાની કષાય કહે છે. આ કષાયોની પ્રબળતાથી શ્રાવક-ધર્મ પ્રાપ્ત થઇ શકતો નથી. આ કષાયની સ્થિતિ એક વર્ષની અને તેથી' ગતિ તિર્યંચની છે.

**૩. પ્રત્યાખ્યાનાવરણીય**—જે કષાયના ઉદયથી સર્વ વિરતિરૂપ પ્રત્યાખ્યાન રોકાય છે અર્થાત્ સાધુ ધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી તેને પ્રત્યાખ્યાનાવરણીય કષાય કહે છે. તેની સ્થિતિ ચાર માસની. તેના ઉદયથી મનુષ્ય ગતિ યોગ કર્મનો બંધ પડે છે.

**૪. સંજ્વલન**—જે કષાય પરિસહ અને ઉપસર્ગ આવવાથી સાધુ-મુનિરાજને પણ થોડી અસર પહોંચાડે છે તેને સંજ્વલનના કષાય કહે છે. આ કષાય સર્વ વિરતિરૂપ સાધુધર્મમા બાધા પહો-

ચાડતા નથી પણ સર્વોત્તમ યથાખ્યાત ચારિત્રની ઘાત કરે છે તેની સ્થિતિ પદર દિવસની, અને તેનાથી દેવગતિ પ્રાપ્ત થાય છે

**નોંધ**—ઉપર જે કષાય ની સ્થિતિ તથા તેના પરિણામરૂપ ગતિ બતાવેલ છે તે બાહુલ્યતાની અપેક્ષાએ બતાવી છે. કારણ બાહુબળી મુનિને સજ્વલનનો કષાય એક વર્ષ સુધી રહ્યો હતો, અને પ્રસન્નચદ્ર રાજર્ષિને અનતાનુબધી કષાય ફક્ત અંતર્મુહૂર્ત સુધી રહ્યો હતો તે પ્રમાણે અનતાનુબધી કષાય રહેવા છતા મિથ્યાદષ્ટિઓનુ નવગ્રૈવેયક સુધી ઉત્પન્ન થવાનુ શાસ્ત્રમા વર્ણન છે

—પન્નવણા પા-૧૪
—ઠાણાગ ૪, સૂત્ર ૨૪૯
—કર્મગ્રથ પ્રથમ ભાગ

## ૧૬૨-ક્રોધના ચાર ભેદ તથા ઉપમા

૧. અનતાનુબધી ક્રોધ, ૨. અપ્રત્યાખ્યાની ક્રોધ,
૩ પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ, ૪ સન્જ્વલન ક્રોધ.

**૧ અનંતાનુબંધી ક્રોધ**—પર્વત ફાટયા સમાન જાણવો પર્વત ફાટતા જે તિરાડ પડે છે તે ફરીથી સધાવી મુશ્કેલ, તે પ્રમાણે જે ક્રોધ કોઇ પણ ઉપાયથી શાન્ત ન પડે તે અનંતાનુબધી ક્રોધ છે

**૨ અપ્રત્યાખ્યાની ક્રોધ**—તળાવની શુષ્ક માટીની ફાટ સમાન જાણવો આ ફાટ (તિરાડ) વરસાદ વરસે છે ત્યારે ફરીને સધાઇ જાય છે એ પ્રમાણે અપ્રત્યાખ્યાની ક્રોધ સવિશેષ પરિશ્રમથી શાન્ત પાડી શકાય છે

**૩. પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ**—આ ક્રોધ વેળુ મધ્યે લીટી સમાન જાણવો આ લીટી થોડા વખતમા હવા લાગવાથી પુન ભરાઈ

જાય છે. એ પ્રમાણે પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ થોડાક ઉપાયથી શાન્ત પડી જાય છે.

**૪ સંજવલન ક્રોધ**—આ ક્રોધ પાણી ગચ્ચે લીટી સમાન જાણવો. જેમ પાણીમાં ખેંચેલ લીટી ખેંચતાંની સાથે જ અદ્રશ્ય બની જાય છે તે પ્રમાણે ક્રોધ કારણથી ઉદયમાં આવેલ સંજ્વલન ક્રોધ તુરત જ શાન્ત પડી જાય છે.

—પન્નવણા પદ ૧૪
—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૯થી૩૩૧
—કર્મગ્રન્થ પ્રથમ ભાગ

## ૧૬૨-માનના ચાર ભેદ અને ઉપમા

૧. અનતાનુબંધી માન, ૨. અપ્રત્યાખ્યાની માન,
૩. પ્રત્યાખ્યાનાવરણીય માન, ૪. સંજ્વલન માન.

**૧. અનંતાનુબંધી માન**—આ માન પથ્થરના સ્થંભ સમાન જાણવું. જેમ પથ્થરનો સ્થંભ અનેક ઉપાય કરવા છતા નમતો નથી તે પ્રમાણે જે માન કોઈ પણ ઉપાયથી દૂર કરી ન શકાય તે અનતાનુબંધી માન છે.

**૨ અપ્રત્યાખ્યાની માન**—તે હાડકાના સ્થંભ સમાન જાણવુ. જેમ હાડકાનો સ્થંભ અનેક ઉપાય કર્યે નમે છે તે પ્રમાણે જે માન અનેક ઉપાય અને પરિશ્રમથી દૂર કરી શકાય તે અપ્રત્યાખ્યાની માન છે.

**૩. પ્રત્યાખ્યાનાવરણીય માન**—તે લાકડાના સ્થંભ સમાન જાણવુ. જે પ્રમાણે કાષ્ઠ તેલ વગેરે મસળવાથી નરમ પડે છે, તેમ જે માન થોડા ઉપાયોથી નમાવી શકાય તે પ્રત્યાખ્યાનાવરણીય માન છે.

૪. સંજ્વલન માન—નેત્ર સમાન છે. જેમ નેત્ર વગર મહેનતે સ્વયં બંધ થઇ જાય છે તે પ્રમાણે જે માન સ્વયં છૂટી જાય છે તે સંજ્વલન માન છે.

—પન્નવણા પદ ૧૪
—ઠાણાંગ ૪, સૂત્ર ૨૧૩
—કર્મગ્રન્થ પ્રથમ ભાગ

## ૧૬૩-માયાના ચાર ભેદ અને ઉપમા

૧. અનંતાનુબંધી માયા, ૨. અપ્રત્યાખ્યાની માયા,
૩. પ્રત્યાખ્યાનાવરણીય માયા, ૪. સંજ્વલન માયા.

૧. અનંતાનુબંધી માયા—તે વાંસના મૂળ સમાન જાણવી. જે પ્રમાણે વાંસના કઠણ મૂળનું વાંકાપણું કોઇ પણ ઉપાયથી દૂર કરી શકાય નહિ, તે પ્રમાણે જે માયા કોઈ પણ પ્રકારે દૂર ન થઈ શકે તે અનંતાનુબંધી માયા છે.

૨. અપ્રત્યાખ્યાની માયા—તે ઘેટાનાં શીંગડાં સમાન જાણવી. જેમ ઘેટાનાં વાંકાં શીંગડાં ઘણા ઉપાયે અત્યંત મુશ્કેલીથી સીધાં કરી શકાય, તેમ જે માયા અત્યંત ઉપાયોથી દૂર કરી શકાય તે અપ્રત્યાખ્યાની માયા છે.

૩. પ્રત્યાખ્યાનાવરણીય માયા—તે ગૌમૂત્ર સમાન જાણવી. જે પ્રમાણે ચાલતી ગાયના મૂત્રની વાંકી લીટી પવન વગેરેથી સુકાઇ ગયે મટી જાય છે, તે પ્રમાણે જે માયા સરળતાપૂર્વક દૂર કરી શકાય તે પ્રત્યાખ્યાનાવરણીય માયા છે.

૪. સંજ્વલન માયા—તે વામતી છોઇ સમાન જાણવી. જેમ છોઇનું વાંકાપણું સ્વયં વિના પ્રયત્ને મટી જાય છે, તે પ્રમાણે જે માયા વગર પરિશ્રમે શીઘ્ર સ્વયં દૂર થઇ જાય તે સંજ્વલનની માયા છે.

—પન્નવણા પદ ૧૪
—ઠાણાંગ ૪, સૂત્ર ૨૬૩
—કર્મગ્રંથ ભાગ-૧

## ૧૬૪-લોભના ચાર ભેદ અને ઉપમા

૧. અનંતાનુબંધી લોભ, ૨. અપ્રત્યાખ્યાની લોભ,
૩. પ્રત્યાખ્યાનાવરણીય લોભ, ૪. સંજ્વલન લોભ.

**૧. અનંતાનુબંધી લોભ**—કીરમજી રંગ સમાન જાણવો. જેમ કીરમજીનો રંગ કોઇ પણ ઉપાયે ઊતરે નહિ, તે પ્રમાણે જે લોભ કોઇ પણ ઉપાયથી દૂર થાય નહિ તે અનંતાનુબંધી લોભ છે.

**૨. અપ્રત્યાખ્યાની લોભ**—ગાડાના ઉંજન સમાન જાણવો. જેમ ઉંજન અતિ પરિશ્રમ કર્યે છૂટે છે, તેમ જે લોભ અતિ કષ્ટ અને પરિશ્રમથી છૂટી શકે તે અપ્રત્યાખ્યાની લોભ છે

**૩ પ્રત્યાખ્યાનાવરણીય લોભ**—દીવીની મશ (કાજળ) સમાન જાણવો. જેમ કાજળ સાધારણ પરિશ્રમથી છૂટી જાય છે, તે પ્રમાણે જે લોભ થોડા પરિશ્રમથી છૂટી જાય તે પ્રત્યાખ્યાનાવરણીય લોભ છે.

**૪. સંજ્વલન લોભ**—હળદરના રંગ સમાન જાણવો. જેમ હળદરનો રંગ સ્વયં છૂટી જાય છે તે પ્રમાણે જે લોભ વિના પરિશ્રમે સ્વયં છૂટી જાય તે સંજ્વલન લોભ છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૧૩
—પન્નવણા પદ ૧૪
—કર્મગ્રંથ પ્રથમ ભાગ

## ૧૬૫-ચાર ગતિમાં ક્યાં કયા કષાયની અધિકતા છે?

૧. નરક ગતિમાં ક્રોધની અધિકતા છે.
૨. તિર્યંચ ગતિમાં માયાની અધિકતા છે.
૩. મનુષ્ય ગતિમાં માનની અધિકતા છે.
૪. દેવ ગતિમાં લોભની અધિકતા છે.

## ૧૬૬-ક્રોધના ચાર પ્રકાર

૧. આભોગ નિવર્તિત, ૨. અનાભોગ નિવર્તિત,
૩. ઉપશાન્ત, ૪. અનુપશાન્ત.

**૧. આભોગ નિવર્તિત**—સબળ કારણ મળવાથી એવો વિચાર કરીને કે 'આમ કર્યા વિના આને શિક્ષા મળશે નહિ,' જે ક્રોધ કરવામાં આવે તે આભોગ નિવર્તિત ક્રોધ છે.

અથવા—ક્રોધના વિપાકને જાણવા છતાં જે ક્રોધ કરવામાં આવે તે આભોગ નિવર્તિત ક્રોધ છે.

**૨. અનાભોગ નિવર્તિત**—જ્યારે કોઈ વ્યક્તિ ગુણ-દોષનો વિચાર કર્યા વિના પરવશ બની ક્રોધ કરે છે, અથવા ક્રોધના વિપાકને જાણ્યા વિના ક્રોધ કરે છે તો તે અનાભોગ નિવર્તિત ક્રોધ છે.

**૩. ઉપશાન્ત**—જે ક્રોધ સત્તામાં હોય પણ ઉદયાવસ્થામાં ન હોય તે ઉપશાન્ત ક્રોધ છે.

**૪. અનુપશાન્ત**—ઉદયાવસ્થામાં રહેલો ક્રોધ અનુપશાન્ત ક્રોધ કહેવાય છે.

નોંધ—આ પ્રમાણે માન, માયા અને લોભના પણ ચાર પ્રકાર છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૯

## ૧૬૭-ક્રોધની ઉત્પત્તિનાં ચાર સ્થાન

૧. ક્ષેત્ર અર્થાત્ નારકી વગેરેનાં પોતપોતાનાં ઉત્પત્તિસ્થાન.
૨. સચેતાદિ વસ્તુ અથવા વાસ્તુ ઘર,
૩. શરીર, ૪. ઉપકરણ.

આ ચાર કારણોથી માન, માયા અને લોભની પણ ઉત્પત્તિ થાય છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૯

## ૧૬૮-કષાયથી થતી ઐહિક હાનિઓ

ક્રોધાદિ ચાર કષાય સંસારના મૂળને સીંચનાર છે. તેના સેવનથી જીવને ઐહિક અને પારલૌકિક અનેક દુઃખ ભોગવવા પડે છે. નીચે ઐહિક હાનિઓ બતાવી છે:—

૧. ક્રોધ પ્રીતિનો નાશ કરે છે.
૨. માન વિનયનો નાશ કરે છે.
૩. માયા મિત્રનો નાશ કરે છે.
૪ લોભ પ્રીતિ, વિનય અને મિત્રતા સર્વનો નાશ કરે છે.

—દશવૈકાલિક સૂત્ર, અધ્ય ૮, ગા ૩૮

## ૧૬૯-કષાય જીતવાના ચાર ઉપાય

૧ ક્રોધને શાંતિ અને ક્ષમાથી નિષ્ફળ બનાવી, દબાવી, દેવો જોઈએ.

૩. કોઈ પુરુષ રૂપ અને શીલ ઉભયથી સંપન્ન હોય છે, જેમ કે ભરત ચક્રવર્તી.

૪. કોઈ પુરુષ રૂપ અને શીલ ઉભયથી હીન હોય છે, જેમ કે કાળ સૌકરિક કસાઇ.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૨૦

## ૧૭૪-મેઘની પહેલી ચોભંગી

૧. કોઇ મેઘ ગર્જે છે પણ વરસતો નથી.
૨. કોઈ મેઘ ગર્જતો નથી પણ વરસે છે
૩. કોઈ મેઘ ગર્જે છે અને વરસે છે
૪. કોઇ મેઘ ન ગર્જે છે, ન વરસે છે

—ઠાણાંગ ૪, ઉ ૪, સૂત્ર ૩૪૬

## ૧૭૫-મેઘની ઉપમાવાળા ચાર પુરુષો

૧. કોઈ પુરુષ જ્ઞાન, દાન, ધ્યાન, વ્યાખ્યાન અને અનુગાન આદિની કોરી વાતો કરે છે, પણ કરતો કાંઇ નથી

૨ કોઈ પુરુષ ઉપરની બાબતો કર્તવ્યમા પણ મૂકે છે, છતા પોતાની મોટાઈની વાતો કરતો નથી

૩ કોઈ પુરુષ ઉપરની બાબતો કર્તવ્યમા પણ મૂકે છે, અને પોતાની મોટાઇની વાતો પણ કરે છે

૪. કોઈ પુરુષ ન કર્તવ્યમા મૂકે છે, ન વાતો કરે છે

—ઠાણાંગ ૪, ઉદ્દેશા ૪, સૂત્ર ૩૪૬

## ૧૭૬-મેઘની બીજી ચોભંગી

૧. પુષ્કર સંવર્તક—જે એક વખત વરસી દશ હજાર વર્ષ માટે પૃથ્વીને સ્નિગ્ધ કરી દે છે.

૨. પ્રદ્યુમ્ન—જે એક વખત વરસીને એક હજાર વર્ષ સુધી પૃથ્વીને ફળદ્રુપ બનાવી દે છે.

૩. જીમૂત—જે એક વર્ષ વરસીને દશ વર્ષ સુધી પૃથ્વીને ફળદ્રુપ બનાવી દે છે.

૪. જિહ્મ—જે મેઘ ઘણી વખત વરસે છતાં પણ પૃથ્વીને એક વર્ષ માટે નિયમપૂર્વક ફળદ્રુપ ન બનાવી શકે.

## ૧૭૭-ઉપરોક્ત મેઘની ઉપમાવાળા ચાર વક્તા અને દાની પુરુષો

૧. જે પુરુષ એક જ વખત ઉપદેશ આપી સાંભળનારના દુર્ગુણો હમેશને માટે છોડાવી દે છે તે પુષ્કર સંવર્તક મેઘ જેવા છે.

૨–૩. તેનાથી ઉત્તરોત્તર ઓછા પ્રભાવવાળા વક્તા પ્રદ્યુમ્ન અને જીમૂત મેઘ જેવા છે.

૪. જે પુનઃપુનઃ ઉપદેશ આપે છતાં નિયમપૂર્વક જેના ઉપદેશની અસર થતી નથી, અર્થાત્ કદાચ થાય, કદાચ ન થાય, તેવા ઉપદેશક ચોથા જિહ્મ મેઘ જેવા છે.

તે જ ઉપમા દાની પુરુષો ઉપર પણ ઉતારી શકાય છે. અને એ પ્રમાણે ચાર જાતના દાની પુરુષો જાણવા.

—ઠાણાંગ ૪, ઉદ્દેશા ૪, સૂત્ર ૩૪૭

કમળ જેમ પાણી અને પક(કાદવ)મા રહેવા છતા તેનાથી સર્વથા અલિપ્ત રહે છે તે પ્રમાણે સાધુ પણ સંસારમા રહેવા છતા નિર્લિપ્ત રહે છે

સૂર્ય જેમ સર્વ પદાર્થોને સમભાવથી પ્રકાશિત કરે છે તે પ્રમાણે સાધુ પણ ધર્માસ્તિકાય આદિ રૂપ લોકસ્વરૂપને સમાન ભાવે પ્રકાશિત કરે છે

પવન જેમ અપ્રતિબધ ગતિવાળો છે તેમ સાધુ પણ મોહ મમત્વથી દૂર રહીને અપ્રતિબધ વિહારી હોય છે

—અભિધાન રાજેન્દ્ર કોષ ભાગ ૬
—દશવૈકાલિક અધ્ય ૨ ટીકા પૃ ૮૩
—આગમોદય સમિતિ
—નિશીથ ગાથા ૧૫૪ ૧૫૭
—અનુયોગદ્વાર સામાયિક અધિકાર

## ૧૮૩-ચાર પ્રકારના સંયમ

૧ મન સયમ, ૨ વચન સંયમ, ૩ કાયા સયમ, ૪. ઉપકરણ સંયમ

મન, વચન, કાયાના અશુભ વ્યાપારનો નિરોધ કરી, તેમને શુભ વ્યાપારમા પ્રવૃત્ત કરવા તે મન, વચન, કાયાનો સયમ છે અતિ મૂલ્ય વાન વસ્ત્રાદિ ઉપકરણનો ત્યાગ કરવો તે ઉપકરણ સંયમ છે

—ઠાણાગ ૪ ઉદ્દેશ ૨ સૂત્ર ૩૧૦

## ૧૮૪-ચાર મહાવ્રત

ભરત ઐરાવત ક્ષેત્રમા પહેલા અને ચોવીસમા તીર્થંકરો [illegible] ય શેષ બાવીસ તીર્થંકર ભગવાન ચાર મહાવ્રતરૂપ ધર્મની

પ્રરૂપણા કરે છે. તે પ્રમાણે મહાવિદેહ ક્ષેત્રમાં પણ અરિહંત ભગવાન ચાર મહાવ્રતરૂપ ધર્મ પ્રરૂપે છે, તે ચાર મહાવ્રત નીચે પ્રમાણે:—

૧. સર્વે પ્રાણાતિપાતથી નિવૃત્તિ,
૨. સર્વે મૃષાવાદ(અસત્ય)થી નિવૃત્તિ,
૩. સર્વે અદત્તાદાન(ચોરી)થી નિવૃત્તિ,
૪. સર્વે પરિગ્રહથી નિવૃત્તિ.

સર્વથા મૈથુન નિવૃત્તિરૂપ મહાવ્રતનો પરિગ્રહ નિવૃત્તિ મહાવ્રતમાં સમાવેશ કરવામાં આવેલ છે, કારણ કે અપરિગૃહિત સ્ત્રીઓનો ઉપભોગ થતો નથી.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૬

## ૧૮૫-ઇર્યા સમિતિનાં ચાર કારણ

નીચે પ્રમાણેનાં ચાર કારણોથી પરિશુદ્ધ થયેલી ઇર્યા સમિતિમાં સંયમીએ ગમન કરવું:—

૧. આલંબન, ૨. કાળ, ૩. માર્ગ, ૪. યતના (ઉપયોગ).

**૧. આલંબન**—સાધુએ જ્ઞાન, દર્શન, ચારિત્રનું આલંબન લઈ ગમન કરવું. ઉક્ત આલંબન લીધા સિવાય બહાર જવું સાધુ માટે નિષિદ્ધ છે.

**૨. કાળ**—ઇર્યા સમિતિનો કાળ ભગવાને દિવસનો બતાવ્યો છે. રાત્રિએ ઇર્યા-શુદ્ધિ ન હોવાથી સંયમીને પોતાના સ્થાનની બહાર નીકળવાની મનાઈ છે.

૩. માર્ગ—ઉન્માર્ગે જવાથી સંયમની વિરાધના થવાનો સંભવ છે. તેથી આડેઅવળે માર્ગે ન જતા સીધા માર્ગે જવુ તે ઇર્યા સમિતિનો માર્ગ છે

૪. યતના (ઉપયોગ)—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ ઉપયોગના ચાર ભેદ છે –

દ્રવ્ય-ઉપયોગ—દૃષ્ટિથી ઉપયોગપૂર્વક જોઈ સંયમની વિરાધના ન થાય તે પ્રમાણે ચાલવુ તે દ્રવ્ય ઉપયોગ છે

ક્ષેત્ર-ઉપયોગ—માર્ગે ચાલતા ચાર હાથ પ્રમાણ સુધી જ દૂર જોવુ તે ક્ષેત્ર ઉપયોગ છે

કાળ-ઉપયોગ—દિવસ હોય ત્યા સુધી જ ચાલવુ તે કાળ ઉપયોગ છે

ભાવ-ઉપયોગ—ચાલવામા બરાબર ઉપયોગ (જ્ઞાન વ્યાપાર) રાખવો તે ભાવ ઉપયોગ છે ચાલતી વખતે પાચ ઇન્દ્રિયોના વિષયને તથા પાચ પ્રકારના સ્વાધ્યાયોને છોડી માત્ર ચાલવાની ક્રિયાને જ મુખ્ય ગણી ચાલવામા જ ઉપયોગ રાખી ચાલવુ

નોંધ—ઇન્દ્રિયોના અર્થમા મન ગયુ એટલે ચાલવામા ઉપયોગ ચૂકી જવાય તે જ પ્રમાણે સ્વાધ્યાય (ચિંતન) જો કે ઉત્તમ ક્રિયા છે તથાપિ તેમ કરવામા મનનો વ્યાપાર ક્રિયામા રોકાય તો ચાલવાનો ઉપયોગ ચુકાય, તેથી જે વખતે જે કાર્ય થતુ હોય તેમા લીન રહેવુ જૈન દર્શન કહે છે કે ઉપયોગ એ જ ધર્મ અને પ્રમાદ એ જ પાપ ઉપયોગ એટલે સાવધાનતા

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્ય ૨૪
શ્રી સંતબાલજીનું ભાષાન્તર

## ૧૮૬-મળ-મૂત્રાદિ ક્ષેપણીય વસ્તુઓ ત્યાગવાનું સ્થાન

મળ, મૂત્ર, બળખો, નાસિકાનો મેલ, અપથ્ય આહારાદિ ક્ષેપણીય (ફેંકી દેવા યોગ્ય) વસ્તુઓ ઉચિત જગ્યાએ જ પરઠવી જોઇએ. તે સ્થાન દશ પ્રકારનાં વિશેષણોથી યુક્ત હોવું જોઈએ. તેમાં પ્રથમ વિશેષણના ચાર ભેદ:—

૧. તે વખતે કોઈ પણ મનુષ્ય આવતું જતું ન હોય અને કોઈ દેખતું પણ ન હોય તેવું સ્થાન.

૨. કોઇ મનુષ્ય પાસે આવતું નથી પણ દૂરથી જુએ છે.

૩. કોઈ મનુષ્ય આવે છે પણ જોતું નથી.

૪. કોઈ મનુષ્ય આવે છે અને જુએ પણ છે.

ઉપરોક્ત ચાર ભેદ પૈકી પહેલા ભેદવાળું સ્થાન જોઈ તે ક્રિયા કરવી, બાકીના ત્રણ ભેદ અશુદ્ધ છે.

—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્ય. ૨૪
શ્રી સંતબાળનું ઉત્તરાધ્યયનનું ભાષાન્તર

## ૧૮૭-ચાર કારણોથી નિર્ગ્રન્થાચારનું અતિક્રમણ ન થાય

એકલા સાધુ એકલી સ્ત્રી સાથે-વિશેષે સાધ્વી સાથે-વાતચીત ન કરે અને ઊભા પણ ન રહે. આ નિર્ગ્રન્થાચાર છે. કિન્તુ નિમ્ન ચાર કારણોથી સાધુ, સાધ્વી સાથે આલાપ-સંલાપ કરવા છતાં ઉપરોક્ત નિર્ગ્રંથાચારનું અતિક્રમણ કરતા નથી:—

૧. માર્ગ પૂછવા માટે યોગ્ય સાધર્મિક ગૃહસ્થ ન હોય તો આર્યાને પૂછવાથી.

૨. આર્યાને માર્ગ બતાવવાથી
૩ આર્યાને આદર આપવાથી
૪. આર્યાને અશનાદિ અપાવવાથી

—ઠાણાગ ૪, સૂત્ર ૩૨૦

## ૧૮૮-શ્રાવકના ચાર પ્રકાર

૧. માતાપિતા સમાન, ૨ બધુ સમાન,
૩. મિત્ર સમાન, ૪ સોકય સમાન

**૧. માતાપિતા સમાન**—અપવાદ વિના સાધુઓ પ્રત્યે એકાન્ત રૂપે વત્સલભાવ રાખનાર શ્રાવક માતાપિતા સમાન છે

**૨. બધુ સમાન**—તત્ત્વવિચારણા આદિમા કઠોર વચન કહેતા છતા પણ બાકી પ્રયોજનમા વાત્સલ્ય રાખનાર શ્રાવક ભાઈ સમાન છે.

**૩. મિત્ર સમાન**—મિત્રની માફક દોષોને ઢાકનાર અને ગુણોનો પ્રકાશ કરનાર શ્રાવક મિત્ર સમાન હોય છે. સાધુ પ્રત્યે તત્ત્વવિચારણા આદિના કારણે કઠોર શબ્દ કહેતા છતા, સાધુના આપત્તિકાળમા તેની ઉપેક્ષા કરી મિત્ર સમાન રહે છે.

**૪. સોકય સમાન**—સાધુઓમાં હમેશા દોષ દેખનાર અને તેનો અપકાર કરનાર શ્રાવક સોકય સમાન છે

—ઠાણાગ ૪ સૂત્ર ૩૨૧

## ૧૮૯-શ્રાવકના અન્ય ચાર ભેદ

૧ આદર્શ સમાન, ૨ ધ્વજા સમાન,
૩. સ્થાણુ (સ્થભ) સમાન, ૪. કટક સમાન

૧. આદર્શ સમાન શ્રાવક—જે પ્રમાણે દર્પણ સમીપસ્થ પદાર્થોનુ પ્રતિબિંબ ગ્રહણ કરે છે, તે પ્રમાણે જે શ્રાવક સાધુઓએ ઉપદેશેલ ઉત્સર્ગ, અપવાદ આદિ આગમ સબંધી ભાવોને યથાર્થ રૂપે ગ્રહણ કરે છે તે આદર્શ (દર્પણ) સમાન શ્રાવક છે

૨. ધ્વજા સમાન—જે પ્રમાણે અસ્થિર ધ્વજા જે દિશાનો પવન ફુકાય છે તે દિશામા ફરકે છે, તે પ્રમાણે જે શ્રાવકનુ અસ્થિર જ્ઞાન દેશના અનુસાર બદલાતુ રહે છે તે પતાકા સમાન શ્રાવક છે

૩. સ્થાણું (સ્થંભ) સમાન—જે શ્રાવક ગીતાર્થની દેશના સાભળીને પણ પોતાનો દુરાગ્રહ છોડતો નથી તે શ્રાવક અનુનમ (અપરિવર્તનશીલ) હોવાથી સ્થભ સમાન છે

૪. કટક સમાન—જે શ્રાવક દુરાગ્રહ નહિ છોડતા સમજાવનારને કઠોર વચન રૂપી કાટાથી કષ્ટ પહોચાડે છે તે કટક સમાન છે

—ઠાણાગ ૪, સૂત્ર ૩૨૧

## ૧૯૦-શિક્ષાવ્રત ચાર

પુન પુન સેવન કરવા યોગ્ય અભ્યાસપ્રધાન વ્રતોને શિક્ષાવ્રત કહે છે. તે ચાર છે -

| | |
|---|---|
| ૧. સામાયિક વ્રત, | ૨ દેશાવગાસિક વ્રત, |
| ૩ પૌષધ વ્રત, | ૪ અતિથિ સંવિભાગ વ્રત |

૧. સામાયિક વ્રત—સંપૂર્ણ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી, આર્ત ધ્યાન, રૌદ્રધ્યાનને દૂર કરી, ધર્મધ્યાનમા આત્માને લગાવવો અને

મનોવૃત્તિને સમભાવમાં રાખવી તે સામાયિક વ્રત છે એક સામાયિકનો કાળ બે ઘડી અથવા એક અંતર્મુહૂર્ત છે સામાયિકમા બત્રીશ દોષો વર્જવા જોઈએ

૨. દેશાવગાશિક વ્રત—છઠ્ઠા વ્રતમા જે દિશાઓની મર્યાદા કરી છે તેને પ્રતિદિન ઘટાડતા જવી, મર્યાદા બહારની દિશાઓમા આશ્રવનું સેવન ન કરવુ અને મર્યાદિત દિશાઓમા જેટલા દ્રવ્યાદિકની મર્યાદા કરી છે તેથી વિશેષ દ્રવ્યોનો ઉપભોગ પરિભોગ ન કરવો તે દેશાવગાશિક વ્રત છે

૩ પૌષધ વ્રત—એક અહોરાત્રિ પર્યંત અર્થાત્ આઠ પહોર સુધી સર્વથા આહાર, પાણી, મૈથુન, ઝવેરાત, સોના, પુષ્પમાળા, ચંદન આદિ સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી ધર્મસ્થાનમા રહી ધર્મધ્યાનમા મન, વચન, કાયાને જોડી શુભ ભાવોમા કાળ વ્યતિત કરવો તે પૌષધ વ્રત છે તેના ૧૮ દોષો છે, તે જ્ઞેય અને હેય છે, તે ટાળવા

૪. અતિથિ સંવિભાગ વ્રત—પાંચ મહાવ્રતધારી પવિત્ર શ્રમણ નિર્ગ્રંથોને નિર્દોષ અને ગ્રાહ્ય ભોજન, પાન, મેવા મીઠાઈ, મુખવાસ, વસ્ત્ર, પાત્ર, કામળ, રજોહરણ-ગુચ્છા, પાટ બાજોઠ, પાટિયુ, શય્યા, સંસ્તારક અને ઔષધ વેસડ ને શુદ્ધ ભાવપૂર્વક દાન આપવુ, અને એવુ દાન આપવાનો સયોગ ન મળતા હમેશા એવી ભાવના રાખવી તે અતિથિ સંવિભાગ વ્રત છે

—પ્રથમ પચાશક ગાથા ૨૫ ૩૨
—હરિભદ્રીયાવશ્યક પ્રત્યાખ્યાનાધ્યયન પૃ ૮૩૦
—આર્યાજીકૃત સામાયિક પ્રતિક્રમણ સૂત્ર

## ૧૯૧-શ્રાવકના ચાર વિશ્રામ

૧ પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને શિક્ષાવ્રત તથા અન્ય ત્યાગ પ્રત્યાખ્યાન અંગીકાર કરવાં તે શ્રાવકનો પહેલો વિશ્રામ છે.

૨. સામાયિક, દેશાવગાશિક વ્રતોનુ પાલન કરવું અને અન્ય ગ્રહણ કરેલા વ્રતોમાં રાખેલી મર્યાદાનો દિનપ્રતિદિન સંકોચ કરવો તથા તેનુ સમ્યક્ રીતે પાલન કરવું તે બીજો વિશ્રામ છે

૩. એક માસમા ૭ પૌષધ વ્રતનું સમ્યક્ પ્રકારે પાલન કરવું તે ત્રીજો વિશ્રામ છે.

૪. અંત સમયમા સંલેખના અંગીકાર કરી, આહાર-પાણીનો ત્યાગ કરી, નિશ્ચેષ્ટ રહી જીવન-મરણની ઈચ્છા ન કરવી તે ચોથો વિશ્રામ છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૧૪

## ૧૯૨ સદ્દહણા ચાર

૧. પરમાર્થ અર્થાત્ જીવાદિ તત્ત્વોનો પરિચય કરવો.

૨. પરમાર્થ અર્થાત્ જીવાદિ તત્ત્વોના સ્વરૂપને પામ્યા છે તેવા આચાર્યની સેવા કરવી

૩. જેમણે સમ્યક્ત્વનુ વમન કરેલ છે એવા નિહ્નવાદિની સંગતનો ત્યાગ કરવો.

૪. કુદૃષ્ટિ અર્થાત્ કુદર્શનીઓની સગતનો ત્યાગ કરવો.

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્ય ૨૮, ગા ૨૮
—ધર્મસંગ્રહ અધિકાર ૧

## ૧૯૩-સામાયિકના ચાર ભેદ

સમ અર્થાત્ સમપણાનો ભાવ જે સમતા (સમપણું) તેના લાભથી, અર્થાત્ રાગદ્વેષ રહિત પુરુષની પ્રતિક્ષણ કર્મનિર્જરાથી થતી અપૂર્વ શુદ્ધિ તે સામાયિક છે

અથવા—

મોક્ષસાધન કરવા પ્રત્યે સમ એટલે સરખુ છે સામર્થ્ય જેનું એવા સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રનો આય કહેતા લાભ જેમા છે તે સામાયિક

અથવા સર્વ જીવની સાથે મૈત્રીભાવ કરવો એ જેનુ લક્ષણ છે તે સમભાવનો જે લાભ તે સામાયિક, અર્થાત્ સાવદ્ય યોગનો ત્યાગ અને નિરવદ્ય યોગનુ અનુષ્ઠાન કરવુ એ રૂપ જીવના જે પરિણામ તે સામાયિક કહીએ.

—મુનિશ્રી નાનચંદ્રજીકૃત સામાયિકસ્વરૂપ

તેના ચાર ભેદ —

૧ સમ્યકત્વ સામાયિક, ૨ શ્રુત સામાયિક,
૩ દેશવિરતિ સામાયિક, ૪. સર્વવિરતિ સામાયિક.

૧. સમ્યકત્વ સામાયિક—સ્વભાવથી અથવા અધિગમ અર્થાત્ તીર્થંકરાદિ પાસે ધર્મશ્રવણ કરવાથી થતી તત્ત્વશ્રદ્ધાનને સમ્યકત્વ સામાયિક કહે છે

૨. શ્રુત સામાયિક—ગુરુ પાસે સૂત્ર, અર્થ અથવા ઉભયનું વિનયપૂર્વક અધ્યયન કરવુ તે શ્રુત સામાયિક છે

૩. **દેશવિરતિ સામાયિક**—શ્રાવકના અણુવ્રત આદિ રૂપ એક દેશવિષયક ચારિત્ર, દેશવિરતિ સામાયિક છે.

૪. **સર્વ વિરતિ સામાયિક**—સાધુના પાંચ મહાવ્રતરૂપ સર્વવિરતિ ચારિત્ર સર્વવિરતિ સામાયિક છે.

—વિશેષાવશ્યક ભાષ્ય, ગાથા ૨૬૭૩-૭૭

## ૧૯૪-વાદી ચાર

૧. ક્રિયાવાદી, ૨. અક્રિયાવાદી,
૩. અજ્ઞાનવાદી, ૪. વિનયવાદી.

૧. **ક્રિયાવાદી**—આ મતોની ભિન્નભિન્ન વ્યાખ્યા છે. તેમાં–

**પહેલી વ્યાખ્યા**–કર્તા સિવાય ક્રિયા સંભવતી નથી. માટે ક્રિયાના કર્તા તરીકે આત્માના અસ્તિત્વને માનનાર ક્રિયાવાદી છે.

**બીજી વ્યાખ્યા**–ક્રિયા જ પ્રધાન છે, અને જ્ઞાનની આવશ્યકતા નથી. આવી રીતે ક્રિયાને પ્રધાન માનનાર ક્રિયાવાદી છે.

**ત્રીજી વ્યાખ્યા**–જીવાજીવાદિ પદાર્થોના અસ્તિત્વને એકાન્તરૂપે માનનાર ક્રિયાવાદી છે. ક્રિયાવાદીના ૧૮૦ પ્રકાર છે:–

૧. જીવ, ૨. અજીવ, ૩. પુણ્ય, ૪. પાપ, ૫. આશ્રવ, ૬. સંવર, ૭. નિર્જરા, ૮. બંધ અને ૯ મોક્ષ એ નવ તત્ત્વોના સ્વ અને પરથી ૧૮ ભેદ થયા. તે અઢારના નિત્ય, અનિત્ય રૂપથી ૩૬ ભેદ થયા. તેમાંના પ્રત્યેકના કાળ, નિયતિ, સ્વભાવ, ઈશ્વર અને આત્માની અપેક્ષાએ પાંચપાંચ ભેદ કરી કુલ ૧૮૦ ભેદ થયા.

**૨. અક્રિયાવાદી**—આ મતની પણ ભિન્નભિન્ન વ્યાખ્યા છે જેમ કે-કોઈ પણ અનવસ્થિત પદાર્થમા ક્રિયા હોતી નથી જો પદાર્થમા ક્રિયા હોય તો તે અનવસ્થિત ન હોય આ પ્રમાણે પદાર્થને અનવસ્થિત માની તેમા ક્રિયાનો અભાવ માનનાર અક્રિયાવાદી કહેવાય છે અથવા-

ક્રિયાની શુ જરૂર છે? માત્ર ચિત્તની પવિત્રતા હોવી જોઈએ આવી રીતે જ્ઞાનથી જ મોક્ષની માન્યતાવાળા અક્રિયાવાદી કહેવાય છે અથવા-

જીવાદિના અસ્તિત્વનો સ્વીકાર ન કરનાર અક્રિયાવાદી કહેવાય છે આ અક્રિયાવાદીના ૮૪ ભેદ છે —

જીવ, અજીવ, આશ્રવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષ, તે સાત તત્ત્વોના સ્વ-પરના ૧૪ ભેદ થયા કાળ, યદચ્છા, નિયતિ, સ્વભાવ, ઈશ્વર અને આત્મા એ છની અપેક્ષાએ, ૧૪ ભેદોના ૮૪ ભેદ થયા

**૩. અજ્ઞાનવાદી**—જીવ આદિ અતીન્દ્રિય પદાર્થોને જાણનાર કોઇ નથી, તેમ તેના જાણવાથી કોઇ સિદ્ધિ નથી તે સિવાય સમાન અપરાધમા જ્ઞાનીને અધિક દોષ અને તીવ્ર બધ થાય છે, જ્યારે અજ્ઞાનીને કમ, માટે અજ્ઞાન શ્રેયરૂપ છે આવુ માનનાર અજ્ઞાનવાદી છે તેના ૬૭ ભેદ —

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બધ અને મોક્ષ, એ નવ તત્ત્વોના સદ્, અસદ્, સદસદ્, અવક્તવ્ય, સદ્ વક્તવ્ય, અસદ્ વક્તવ્ય, સદસદ્ વક્તવ્ય આ સાત ભાગાથી ૬૩ ભેદ થયા અને ઉત્પત્તિના સદ્, અસદ્, સદસદ્ અને અવક્ત યની અપેક્ષાએ ચાર ભાગા થયા.

આ પ્રમાણે ૬૭ ભેદ અજ્ઞાનવાદીના છે. જેમકે જીવ સદ્ છે તે કોણ જાણે છે? અને તે જાણવાનું પ્રયોજન શું?

૪. **વિનયવાદી**—સ્વર્ગ, અપવર્ગ આદિ શ્રેયની પ્રાપ્તિનું કારણ વિનય જ છે. તેથી વિનય જ શ્રેષ્ઠ છે, આ પ્રમાણે વિનયને પ્રધાનપણે માનનાર વિનયવાદી કહેવાય છે. તેના ૩૨ ભેદઃ—

દેવ, રાજા, યતિ, જ્ઞાતિ, સ્થવિર, અધમ, માતા અને પિતા—એ આઠનો મન, વચન, કાયા અને દાન એ ચાર પ્રકારે વિનય થાય છે. એ પ્રમાણે ૩૨ ભેદ છે.

—ભગવતી શતક ૩૦, ઉદ્દેશા ૧ની ટિપ્પણી
—આચારાંગ પ્રથમ શ્રુતસ્કંધ, અધ્ય. ૧, ઉ. ૧
—સૂયગડાંગ પ્રથમ શ્રુતસ્કંધ, અધ્ય. ૧૨

આ ચારે ય વાદી મિથ્યાદૃષ્ટિ છે.

ક્રિયાવાદી જીવાદિ પદાર્થોના અસ્તિત્વને જ માને છે. આ પ્રમાણે એકાન્ત અસ્તિત્વને માનવાથી તેના મતમાં પરરૂપની અપેક્ષાથી નાસ્તિત્વ માનવામા આવતું નથી. પરરૂપની અપેક્ષાથી વસ્તુમા નાસ્તિત્વ ન માનવાથી વસ્તુમાં સ્વરૂપની માફક પરરૂપનું પણ અસ્તિત્વ રહે છે. આ પ્રમાણે પ્રત્યેક વસ્તુમાં બધી વસ્તુનું અસ્તિત્વ રહેવાથી એક જ વસ્તુ સર્વરૂપ બની જશે, કે જે પ્રત્યક્ષ બાધિત છે. આથી ક્રિયાવાદીઓનો મત મિથ્યાત્વપૂર્ણ છે.

અજ્ઞાનવાદી અજ્ઞાનને શ્રેય માને છે, તેથી તે પણ મિથ્યાદૃષ્ટિ છે. તેમનું કથન સ્વવચન બાધિત પણ છે. કારણ અજ્ઞાન શ્રેય છે એવું તેઓ જ્ઞાન વિના કેવી રીતે જાણી શકયા? જ્ઞાન વિના પોતાના

મતનું સમર્થન કેવી રીતે કરી શકે? આ પ્રમાણે અજ્ઞાનમાં શ્રેય બતાવતા પણ જ્ઞાનનો આશ્રય લેવો પડે છે.

વિનયવાદી કેવળ વિનયથી જ સ્વર્ગ મોક્ષ મેળવવાની ઈચ્છા રાખે છે તેથી મિથ્યાદષ્ટિ છે. કારણ જ્ઞાન અને ક્રિયા બન્નેથી મોક્ષ મળી શકે છે, એકથી નહિ

—સૂયગડાંગ પ્રથમ શ્રુતસ્કંધ, અધ્ય ૧૦ ટીકા

## ૧૯૫-બીજા વાદી ચાર

૧. આત્મવાદી, ૨ લોકવાદી,
૩ કર્મવાદી, ૪ ક્રિયાવાદી

**૧. આત્મવાદી**—જે નરક, તિર્યંચ, મનુષ્ય, દેવગતિ આદિ ભાવ દિશાઓ અને પૂર્વ, પશ્ચિમ આદિ દ્રવ્ય દિશાઓમાં આવતા-જતા અક્ષણિક, અમૂર્ત આદિ સ્વરૂપવાળા આત્માને માને છે, તે આત્મવાદી છે તે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કરે છે

જે ઉક્ત સ્વરૂપવાળા આત્માને માનતા નથી તે અનાત્મવાદી છે સર્વવ્યાપી, એકાન્ત નિત્ય અથવા ક્ષણિક આત્માને માનનાર અનાત્મવાદી જ છે કારણ સર્વવ્યાપી, નિત્ય અથવા ક્ષણિક આત્મા માનવાથી તેના પુનર્જન્મનો સભવ નથી

**૨. લોકવાદી**—આત્મવાદી જ વાસ્તવિક રૂપે લોકવાદી છે લોક અર્થાત્ પ્રાણીગણને માનનાર લોકવાદી છે અથવા વિશિષ્ટ આકાશખંડ જ્યા જીવોનું ગમનાગમન સભવિત છે એવા લોકને માનનાર લોકવાદી છે લોકવાદી અનેક આત્માઓના અસ્તિત્વનો સ્વીકાર

કરે છે, કારણ આત્માદ્વૈતના એકાત્મવાદની સાથે લોકના સ્વરૂપ અને જીવોના ગમનાગમન આદિ વાતોનો મેળ ખાતો નથી.

૩. કર્મવાદી—જે આત્મવાદી અને લોકવાદી છે તે જ કર્મવાદી છે. જ્ઞાનાવરણીય આદિ કર્મોના અસ્તિત્વને માનનાર કર્મવાદી કહેવાય છે. તેમના મત અનુસાર આત્મા મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગથી ગતિ, શરીર આદિ યોગ્ય કર્મ બાંધે છે. અને ત્યાર બાદ સ્વકૃત કર્માનુસાર ભિન્નભિન્ન યોનિઓમાં ઉત્પન્ન થાય છે. યદચ્છા, નિયતિ અને ઈશ્વર જગતની વિચિત્રતા કરનાર છે અને જગત ચલાવનાર છે એવું માનનાર યદચ્છા, નિયતિ અને ઈશ્વરવાદીના મતને કર્મવાદી અસત્ય સમજે છે.

૪. ક્રિયાવાદી—જે કર્મવાદી છે તે જ ક્રિયાવાદી છે. અર્થાત્ કર્મના કારણભૂત આત્માના વ્યાપાર(ક્રિયા)ને માનનાર છે. કર્મ કાર્ય છે, અને કાર્યનું કારણ છે યોગ, અથવા મન, વચન, કાયાનો વ્યાપાર. તેથી જેઓ કર્મરૂપ કાર્યને માને છે તેઓ તેના કારણરૂપ ક્રિયાને પણ માને છે. સાંખ્યલોક આત્માને નિષ્ક્રિય અર્થાત્ ક્રિયાથી રહિત માને છે. તે મત ક્રિયાવાદીઓના મતાનુસાર અપ્રમાણિત છે

—આચારાંગ શ્રુતસ્કંધ ૧, અ.ધ્ય ૧, ઉ. ૧, સૂત્ર ૫ ની ટીકા

## ૧૯૬-શૂરા પુરુષોના ચાર પ્રકાર

૧. ક્ષમાશૂરા, ૨. તપશૂરા,
૩. દાનશૂરા, ૪. યુદ્ધશૂરા

૧. ક્ષમાશૂરા—અરિહંત ભગવાન હોય છે. જેમકે ભગવાન મહાવીર સ્વામી.

૧. જ્ઞાન—જ્ઞાનાવરણીય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી ઉત્પન્ન થતા અને વસ્તુસ્વરૂપને યથાર્થ જાણનાર મતિ, શ્રુત, અવધિ, મન પર્યય અને કેવળજ્ઞાન રૂપ પાચ ભેદવાળા આત્મપરિણામને જ્ઞાન કહે છે આ સમ્યગ્જ્ઞાન રૂપ છે

૨. દર્શન—દર્શન મોહનીય કર્મનો ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમ થવાથી વીતરાગ પ્રરૂપિત નવ તત્ત્વાદિ ભાવો પર રુચિ અને શ્રદ્ધા થવારૂપ આત્માના શુભ ભાવ, દર્શન કહેવાય છે. આ દર્શન સમ્યગ્દર્શન રૂપ છે

૩ ચારિત્ર—ચારિત્ર મોહનીય કર્મનો ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમ થતા સત્ક્રિયામા પ્રવૃત્તિ અને અસત્ક્રિયાથી નિવૃત્તિ કરાવનાર સામાયિક, છેદોપસ્થાપનિક, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મ સપરાય અને યથાખ્યાત સ્વરૂપ પાચ ભેદવાળા આત્માના શુભ પરિણામ, ચારિત્ર છે આ ચારિત્ર સમ્યક્ચારિત્ર રૂપ છે, અને જીવને મોક્ષમા પહોચાડનાર છે

નોધ—જ્ઞાન, દર્શન અને ચારિત્રની વ્યાખ્યા બોલ ન ૭૯, પૃષ્ઠ ૬૮મા પણ આપવામા આવેલ છે

૪. તપ—પૂર્વોપાર્જિત કર્મનો ક્ષય કરનાર બાહ્ય અને આભ્યતર ભેદવાળો આત્માનો વિશેષ વ્યાપાર તપ કહેવાય છે

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ—એ ચારે ય મળીને જ મોક્ષમાર્ગ છે, પૃથક્ પૃથક્ નહિ જ્ઞાન દ્વારા આત્મા જીવાદિ તત્ત્વોને જાણે છે, દર્શન દ્વારા તેના ઉપર શ્રદ્ધા કરે છે, ચારિત્રની સહાયતાથી આવતા નવીન કર્મોને રોકે છે અને તપ દ્વારા પૂર્વસચિત કર્મોનો ક્ષય કરે છે

—ઉત્તરાધ્યયન, અધ્યયન ૨૮

## ૧૯૯-ધર્મના ચાર ભેદ

૧ દાન, ૨. શીલ,
૩ તપ, ૪. ભાવના (ભાવ)

**૧. દાન**—સ્વ અને પર ઉપકાર માટે અર્થી અર્થાત્ જરૂરિયાતવાળા પુરુષને જે આપવામા આવે છે તેનું નામ દાન. અભયદાન, સુપાત્રદાન, અનુકમ્પાદાન, જ્ઞાનદાન આદિ દાનના અનેક ભેદ છે. તેનું પાલન કરવું તે દાનધર્મ કહેવાય છે

—સૂયગડાગ સુતસ્કધ ૧, અધ ૬, ગાથા ૨૩
—અભિધાન રાજેન્દ્રકોષ ભાગ ૪, પૃ ૨૪૮૯
—પચાશક ૯, ગાથા ૬

દાનના પ્રભાવથી ધન્નાજી અને શાળિભદ્રજીએ અખૂટ લક્ષ્મી મેળવી અને ભોગવી શાળિભદ્રજી સર્વાર્થસિદ્ધ વિમાનથી આવી સિદ્ધિ (મોક્ષ) મેળવશે, અને ધન્નાજી તો મોક્ષ મેળવી ચૂકયા તેથી પ્રત્યેક વ્યક્તિએ સુપાત્ર દાન ધર્મનુ સેવન કરવુ જોઈએ

**૨. શીળ**—દિવ્ય અને ઔદારિક કામોનો ત્રણ કરણ અને ત્રણ જોગથી ત્યાગ કરવો તે શીળ છે

શિયળના પ્રભાવથી સુદર્શન શેઠ માટે શૂળીનુ સિંહાસન બની ગયુ કળાવતીના કપાએલા હાથ નવા ઉત્પન્ન થયા. તેથી શુદ્ધ શિયળનુ પાલન કરવુ જોઈએ

**૩ તપ**—જે આઠ કર્મો અને શરીરની સાત ધાતુઓને બાળે તે તપ તપ બે પ્રકારના છે બાહ્ય અને આભ્યતર અનશન, ઊણો

દરી, ભિક્ષાચર્યા, રસપરિત્યાગ, કાયક્લેશ અને પ્રતિસંલીનતા, એ ૭ બાહ્ય તપ છે પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને વ્યુત્સર્ગ એ ૭ આભ્યતર તપ છે.

—ભગવતી સૂત્ર, શતક ૨૫, ઉ ૭
—ઉત્તરાધ્યન, અધ ૩૦

તપના પ્રભાવથી ધન્નાજી, દઢ પ્રહારી, હરિકેશી મુનિ અને ઢઢણજી પ્રમુખ મુનિશ્વરોએ સકળ કર્મોનો ક્ષય કરી સિદ્ધ પદને પ્રાપ્ત કર્યું તેથી તપનું સેવન કરવુ જોઈએ

૪. ભાવના—મોક્ષાભિલાષી આત્મા અશુભ ભાવોને દૂર કરી મનને શુભ ભાવોમા રોકવા માટે સંસાર ની અનિત્યતા આદિનો વિચાર કરે છે તે ભાવના છે અનિત્ય, અશરણ આદિ બાર ભાવનાઓ છે મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થતા એ પણ ચાર ભાવનાઓ છે વ્રતોનું નિર્મળતાથી પાલન કરવા માટે વ્રતોની પૃથક્ પૃથક્ ભાવનાઓ બતાવી છે મનને એકાગ્ર કરી આ શુભ ભાવનાઓમા રોકવુ તે જ ભાવનાધર્મ છે

ભાવના પ્રભાવથી મરુદેવી માતા, ભરત ચક્રવર્તી, પ્રસન્નચંદ્ર રાજર્ષિ, ઇલાયચી કુમાર, કપિલ મુનિ, સ્કન્ધક પ્રમુખ મુનિ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી નિર્વાણપદ પામ્યા તેથી શુભ ભાવના ભાવવી જોઈએ

—અભિધાન રાજેન્દ્રકોષ ભા ૫, પૃ ૧૫૦૫

## ૨૦૦ દાનના ચાર પ્રકાર

૧. જ્ઞાનદાન, ૨. અભયદાન,
૩ ધર્મોપકરણદાન, ૪ અનુકમ્પાદાન,

૧. જ્ઞાનદાન—જ્ઞાન શીખવવું, શીખનાર અને શીખવનારને સહાયતા કરવી આદિ જ્ઞાનદાન છે.

૨. અભયદાન—દુઃખથી અને મૃત્યુથી ભયભીત થયેલા જીવોને ભય રહિત કરવા તે અભયદાન.

૩. ધર્મોપકરણદાન—છ કાયના આરંભથી નિવૃત્તિ, પાંચ મહાવ્રતધારી સાધુઓને આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર આદિ ધર્મસહાયક ધર્મોપકરણ દેવું તે ધર્મોપકરણદાન.

૪. અનુકમ્પાદાન—અનુકમ્પાને પાત્ર દીન, અનાથ, રોગી, સંકટમાં સપડાએલ વ્યક્તિઓને અનુકમ્પા-ભાવથી દાન આપવું તે અનુકમ્પાદાન.

—ધર્મરત્ન પ્રકરણ ૭૦

## ૨૦૧-ભાવપ્રાણની વ્યાખ્યા અને ભેદ

ભાવપ્રાણ—આત્માના નિજ ગુણને ભાવપ્રાણ કહે છે. તે ચાર પ્રકારના હોય છે:—

૧ જ્ઞાન, ૨ દર્શન,
૩ સુખ, ૪. વીર્ય.

સકળ કર્મથી રહિત સિદ્ધ ભગવાન આ ચાર ભાવપ્રાણોથી યુક્ત છે.

—પન્નવણા પદ ટીકા

## ૨૦૨-દર્શનના ચાર ભેદ

૧ ચક્ષુદર્શન, ૨. અચક્ષુ દર્શન,
૩ અવધિ દર્શન, ૪ કેવળ દર્શન.

૧. ચક્ષુદર્શન—ચક્ષુ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ચક્ષુ દ્વારા જે પદાર્થનો દર્શન સામાન્ય બોધ થાય તે ચક્ષુદર્શન

૨. અચક્ષુ-દર્શન—અચક્ષુ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ચક્ષુ સિવાયની બીજી ઇન્દ્રિઓ-સ્પર્શ, ઘ્રાણ, શ્રોત, રસ તથા મનથી પદાર્થોના સામાન્ય ધર્મનો પ્રતિભાસ થાય છે તેને અચક્ષુ દર્શન કહે છે

૩. અવધિ-દર્શન—અવધિ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઇન્દ્રિય અને મનની સહાયતા વિના આત્માને રૂપી દ્રવ્યોના સામાન્ય ધર્મનો જે બોધ થાય છે તેને અવધિ દર્શન કહે છે

૪ કેવળ-દર્શન—કેવળ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી આત્મા દ્વારા સસારના સકળ પદાર્થોનુ જે સામાન્ય જ્ઞાન થાય છે તેને કેવળ દર્શન કહે છે

—ઠાણાંગ ૪, ઉદ્દેશો ૪, સૂત્ર ૩૬૫
—કર્મગ્રન્થ ૪, ગાથા ૧૨

## ૨૦૩-મતિ (આભિનિબોધિક) જ્ઞાનના ચાર ભેદ

૧. અવગ્રહ, ૨ ઈહા, ૩ અવાય, ૪. ધારણા

૧. અવગ્રહ—ઇન્દ્રિય અને પદાર્થોના યોગ્ય સ્થાન પર રહેવાથી સામાન્ય પ્રતિભાસરૂપ દર્શન પછી થનાર અવાન્તર સત્તા સહિત

વસ્તુના સર્વપ્રથમ જ્ઞાનને અવગ્રહ કહે છે. જેવી રીતે દૂરથી કોઈ ચીજનું જ્ઞાન થવું.

૨. ઈહા—અવગ્રહથી પદાર્થનું જ્ઞાન થયા બાદ તેના વિષયમાં થયેલ સંશયને દૂર કરી વિશેષની જિજ્ઞાસા થાય તે ઈહા. જેમકે અવગ્રહથી કોઈ દૂરની ચીજનું જ્ઞાન થતાં સંશય થાય છે કે દૂરસ્થ ચીજ મનુષ્ય છે કે બીજું કાંઈ? તે વિચારણા દ્વારા આ સંશયને દૂર કરે છે, અને એ નક્કી કરાવે છે કે તે મનુષ્ય જ હોવો જોઈએ. આ જ્ઞાન બંને પક્ષમાં રહેલ સંશયને દૂર કરી એક બાજુ ઝૂકે છે; પરન્તુ એટલું નબળું હોય છે કે જ્ઞાતાને પૂર્ણ નિશ્ચય નથી થતો અને તેની તદ્‌વિષયક નિશ્ચયાત્મક જ્ઞાનની આકાંક્ષા બની રહે છે.

૩. અવાય—ઈહાથી પદાર્થના ગ્રહેલ જ્ઞાનમાં "આજ છે, અન્ય નહિ" એવું નિશ્ચયાત્મક જ્ઞાન તે અવાય. જેમકે આ મનુષ્ય જ છે.

૪. ધારણા—અવાયથી થયેલ પદાર્થના જ્ઞાનને જે મજબૂત કરે છે જેથી કાળાન્તરે પણ તેનું વિસ્મરણ ન થાય, તે ધારણા

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૪

## ૨૦૪-બુદ્ધિના ચાર ભેદ

૧. ઔત્પત્તિકી, ૨. વૈનયિકી (વિણિયા),
૩. કાર્મિકી, ૪. પારિણામિકી.

૧. ઔત્પત્તિકી—નટપુત્ર રોહની બુદ્ધિ જેવી બુદ્ધિ. જે બુદ્ધિ જોયા વિના, વિચાર કર્યે પદાર્થોને સહસા ગ્રહણ કરી કાર્યને સિદ્ધ કરી દે છે.

—નંદીસૂત્રની કથા

## ૨૦૨-દર્શનના ચાર ભેદ

૧. ચક્ષુદર્શન, ૨. અચક્ષુ દર્શન,
૩ અવધિ દર્શન, ૪. કેવળ દર્શન.

૧. ચક્ષુદર્શન—ચક્ષુ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ચક્ષુ દ્વારા જે પદાર્થનો દર્શન સામાન્ય બોધ થાય તે ચક્ષુદર્શન.

૨. અચક્ષુ-દર્શન—અચક્ષુ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ચક્ષુ સિવાયની બીજી ઇન્દ્રિઓ-સ્પર્શ, ઘ્રાણ, શ્રોત, રસ તથા મ થી પદાર્થોના સામાન્ય ધર્મનો પ્રતિભાસ થાય છે તેને અચક્ષુ દર્શન કહે છે.

૩. અવધિ-દર્શન—અવધિ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઇન્દ્રિય અને મનની સહાયતા વિના આત્માને રૂપી દ્રવ્યોના સામાન્ય ધર્મનો જે બોધ થાય છે તેને અવધિ દર્શન કહે છે.

૪. કેવળ-દર્શન—કેવળ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી આત્મા દ્વારા સંસારના સકળ પદાર્થોનું જે સામાન્ય જ્ઞાન થાય છે તેને કેવળ દર્શન કહે છે

—ઠાણાંગ ૪, ઉદ્દેશો ૪, સૂત્ર ૩૬૫
—કર્મગ્રન્થ ૪, ગાથા ૧૨

## ૨૦૩-મતિ (આભિનિબોધિક) જ્ઞાનના ચાર ભેદ

૧. અવગ્રહ, ૨. ઈહા, ૩. અવાય, ૪. ધારણા.

૧. અવગ્રહ—ઇન્દ્રિય અને પદાર્થોના યોગ્ય સ્થાન પર રહેવાથી સામાન્ય પ્રતિભાસરૂપ દર્શન પછી થનાર અવાન્તર સત્તા સહિત

વસ્તુના સર્વપ્રથમ જ્ઞાનને અવગ્રહ કહે છે. જેવી રીતે દૂરથી કોઈ ચીજનું જ્ઞાન થવું.

૨. ઈહા—અવગ્રહથી પદાર્થનું જ્ઞાન થયા બાદ તેના વિષયમાં થયેલ સંશયને દૂર કરી વિશેષની જિજ્ઞાસા થાય તે ઈહા. જેમકે અવગ્રહથી કોઈ દૂરની ચીજનું જ્ઞાન થતાં સંશય થાય છે કે દૂરસ્થ ચીજ મનુષ્ય છે કે બીજું કાંઈ? તે વિચારણા દ્વારા આ સંશયને દૂર કરે છે, અને એ નક્કી કરાવે છે કે તે મનુષ્ય જ હોવો જોઈએ. આ જ્ઞાન બંને પક્ષમાં રહેલ સંશયને દૂર કરી એક બાજુ ઝૂકે છે; પરન્તુ એટલું નબળું હોય છે કે જ્ઞાતાને પૂર્ણ નિશ્ચય નથી થતો અને તેની તદ્‌વિષયક નિશ્ચયાત્મક જ્ઞાનની આકાક્ષા બની રહે છે.

૩. અવાય—ઈહાથી પદાર્થના થયેલ જ્ઞાનમાં "આજ છે, અન્ય નહિ" એવું નિશ્ચયાત્મક જ્ઞાન તે અવાય. જેમકે આ મનુષ્ય જ છે.

૪. ધારણા—અવાયથી થયેલ પદાર્થના જ્ઞાનને જે મજબૂત કરે છે જેથી કાળાન્તરે પણ તેનુ વિસ્મરણ ન થાય, તે ધારણા.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૪

## ૨૦૪-બુદ્ધિના ચાર ભેદ

૧. ઔત્પત્તિકી, ૨. વૈનયિકી (વિણિયા),
૩. કાર્મિકી, ૪. પારિણામિકી.

૧. ઔત્પત્તિકી—નટપુત્ર રોહની બુદ્ધિ જેવી બુદ્ધિ. જે બુદ્ધિ જોયા વિના, વિચાર કર્યે પદાર્થોને સહસા ગ્રહણ કરી કાર્યને સિદ્ધ કરી દે છે.

—નંદીસૂત્રની કથા

તિર્યંચ, મનુષ્ય અને દેવતા પલ્યોપમ અને સાગરોપમ આયુષ્યો અવિદ્યમાન યોજન પરિમાણુ કૂપના વાલાગ્રાદિની ઉપમા દેવી તે

**૩. અસતની સતથી ઉપમા**—અવિદ્યમાન વસ્તુને વિદ્યમાન ની ઉપમા આપવામા આવે છે જેમકે વસત ઋતુમા જીર્ણ થયેલ પાદડા ખરી પડતા નવા ઉત્પન્ન થયેલ કુપળને ઉદ્દેશીને કહે કે "જેવા તમે છો તેવા અમે પણ એક વખત હતા" ઇત્યાદિ

આ વાર્તાલાપ પાદડા વચ્ચે થયો નથી, થશે નહિ, પણ ભવ્ય જીવોને નિર્દેશ કરવા માટે કલ્પવામા આવ્યો છે આમા વિદ્યમાન કુપળની અવસ્થાની ઉપમા ખરતા પાનની અતીત (અવિદ્યમાન) અવસ્થાને આપવામા આવી છે, એટલે કે અવિદ્યમાનને વિદ્યમાન ની ઉપમા

**૪. અસતની અસતથી ઉપમા**—અવિદ્યમાનની ઉપમા અવિદ્યમાનને આપવામા આવે જેમકે ગધેડાના શિંગડા કેવા? તો કહે કે સસલાના જેવા અહીં ઉપમાન ગધેડાના શિંગડા અને ઉપમેય સસલાના શિંગડા બને અસત્ છે

—અનુયોગદ્વાર પૃ ૨૩૧ ૨૩૨

## ૨૦૭-ચાર મૂળ સૂત્ર

૧ ઉત્તરાધ્યયન સૂત્ર, ૨ દશવૈકાલિક સૂત્ર,
૩ નન્દી સૂત્ર, ૪ અનુયોગદ્વાર સૂત્ર

## ૨૦૮-છેદસૂત્ર ચાર

૧ દશાશ્રુત સ્કંધસૂત્ર, ૨ બૃહત્કલ્પ સૂત્ર,
૩ નિશીથ સૂત્ર, ૪ વ્યવહાર સૂત્ર

## ૨૦૯-વાચનાનાં ચાર પાત્રો

૧. વિનીત,
૨. ક્ષીર આદિ વિગયોમાં આસક્ત ન રહેનાર,
૩. ક્રોધને શાન્ત કરનાર,
૪. અમાયી (છળ-કપટ ન કરનાર).

## ૨૧૦-વાચના માટે ચાર અપાત્ર

૧. અવિનીત, ૨. વિગયોમાં આસક્ત,
૩. ક્રોધી, ૪. માયાવી (છળ-કપટ કરનાર).

## ૨૧૧-અનુયોગનાં ચાર દ્વાર

૧. ઉપક્રમ, ૨. નિક્ષેપ,
૩. અનુગમ, ૪. નય.

**૧. ઉપક્રમ**—દૂર રહેલી વસ્તુને વિભિન્ન પ્રતિપાદન પ્રકારથી નજદીક લાવવી અને તેને નિક્ષેપ યોગ્ય કરવી તે ઉપક્રમ કહેવાય.

**૨. નિક્ષેપ**—પ્રતિપાદ્ય વસ્તુના સ્વરૂપને સમજાવવા નામ, સ્થાપના આદિ ભેદોથી તેની સ્થાપના કરવી તે નિક્ષેપ.

**૩. અનુગમ**—સૂત્રના અનુકૂળ અર્થનું કથન અનુગમ કહેવાય છે.

**૪. નય**—અનન્ત ધર્મવાળી વસ્તુના અનંત ધર્મોમાથી ઇતર ધર્મોની ઉપેક્ષા કરી વિવક્ષિત ધર્મરૂપ એકાંશને ગ્રહણ કરનાર જ્ઞાન નય કહેવાય છે.

—અનુયોગદ્વાર સૂત્ર ૫૯

અસ્તિધર્મવાળો છે, અને પર દ્રવ્ય(જીવ દ્રવ્ય)ની અપેક્ષાથી નાસ્તિધર્મવાળો છે.

૨. ક્ષેત્ર—નિશ્ચયથી દ્રવ્યના પ્રદેશોને ક્ષેત્ર કહે છે. જેમકે ઘટના પ્રદેશો ઘટનું ક્ષેત્ર છે, અને જીવના પ્રદેશો જીવનું. ઘટ પોતાના પ્રદેશમાં રહે છે, તેથી તે સ્વ ક્ષેત્રની અપેક્ષાથી સત્ અને જીવ પ્રદેશોમાં ન રહેવાથી જીવના ક્ષેત્રની અપેક્ષાથી અસત્ છે. વ્યવહારમાં વસ્તુના આધારભૂત આકાશ-પ્રદેશો કે જેને વસ્તુ અવગાહે છે, તેને ક્ષેત્ર કહે છે. વ્યવહાર-દષ્ટિથી ક્ષેત્રની અપેક્ષાએ ઘટ પોતાના ક્ષેત્રમાં રહે છે, પર ક્ષેત્રની અપેક્ષાએ જીવના ક્ષેત્રમાં રહેતો નથી.

૩. કાળ—વસ્તુના પરિણમનને કાળ કહે છે. જેમકે ઘટ સ્વ કાળથી વસંત ઋતુનો છે અને શિશિર ઋતુનો નથી.

૪. ભાવ—વસ્તુના ગુણ અથવા સ્વભાવને ભાવ કહે છે. જેમકે ઘટ સ્વભાવથી જળધારણ સ્વભાવવાળો છે. કિન્તુ વસ્ત્રની માફક આવરણ સ્વભાવનો નથી. અથવા ઘટત્વની અપેક્ષાથી સદ્રૂપ અને પટત્વની અપેક્ષાથી અસદ્રૂપ છે.

આ પ્રમાણે પ્રત્યેક વસ્તુ સ્વ ચતુષ્ટયની અપેક્ષાથી સદ્રૂપ અને પર ચતુષ્ટયની અપેક્ષાથી અસદ્રૂપ છે.

—ન્યાયપ્રદીપ, અ૫. ૭

## ૨૧૪-સૂત્રોના ચાર વિભાગ

૧. ચરણકરણાનુયોગ, ૨. ધર્મકથાનુયોગ,
૩. ગણિતાનુયોગ, ૪. દ્રવ્યાનુયોગ.

૧. ચરણકરણાનુયોગ—વ્રત, શ્રમણધર્મ, સંયમ, વૈયાવૃત્ય, ગુપ્તિ, ક્રોધનિગ્રહ આદિ ચરણ છે. પિંડ-વિશુદ્ધિ, સમિતિ, પડિમા આદિ કરણ છે. ચરણકરણનું વર્ણન જે સૂત્રોમાં હોય તે ચરણ-કરણાનુયોગ, જેવા કે આચારાંગ સૂત્ર આદિ.

૨. ધર્મકથાનુયોગ—ધર્મકથાનું જેમાં વર્ણન હોય તે ધર્મ-કથાનુયોગ, જેવાં કે ઉત્તરાધ્યયન, જ્ઞાતાધર્મ આદિ સૂત્રો.

૩. ગણિતાનુયોગ—સૂર્યપ્રજ્ઞપ્તિ આદિ ગણિતપ્રધાન શાસ્ત્ર ગણિતાનુયોગ કહેવાય.

૪. દ્રવ્યાનુયોગ—દ્રવ્ય, પર્યાય આદિનું વ્યાખ્યાન કરનાર દૃષ્ટિવાદ આદિ દ્રવ્યાનુયોગ કહેવાય.

—દશવૈકાલિક સૂત્ર સટીક

## ૨૧૫-કાવ્યના ચાર ભેદ

૧. ગદ્ય, ૨. પદ્ય, ૩. કથ્ય, ૪. ગેય.

૧. ગદ્ય—જે કાવ્ય છંદબદ્ધ ન હોય તે ગદ્ય.
૨. પદ્ય—છંદબદ્ધ કાવ્ય તે પદ્ય.
૩. કથ્ય—કથાપ્રધાન કાવ્ય તે કથ્ય.
૪. ગેય—ગાયન યોગ્ય કાવ્ય તે ગેય.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૭૯

## ૨૧૬-ચાર શુભ અને ચાર અશુભ ગણ

ત્રણ અક્ષરના સમૂહને ગણ કહે છે. આદિ, મધ્ય અને અંત અક્ષરોના ગુરુ-લઘુના વિચારથી ગણોના આઠ ભેદ છે.

## ૨૧૭-પ્રાપ્તકારી ચાર ઇન્દ્રિયો

૧. શ્રોત્રેન્દ્રિય, ૨. ઘ્રાણેન્દ્રિય,
૩. રસેન્દ્રિય, ૪. સ્પર્શેન્દ્રિય.

* નોધ—વિષયને પ્રાપ્ત કરીને એટલે કે વિષય સાથે સબંધ કર્યા બાદ તે વિષે જ્ઞાન થાય તે ઇન્દ્રિયો પ્રાપ્તકારી ઇન્દ્રિયો કહેવાય. દાખલા તરીકે કાનનો વિષય સાંભળવુ તે. અવાજ સાથે સંબધ થયા બાદ કાનને જ્ઞાન થયુ તેથી શ્રોત્રેન્દ્રિય પ્રાપ્તકારી કહેવાય.

—ઠાણાગ ૪, સૂત્ર ૩૩૬

## ૨૧૮-ધ્યાનની વ્યાખ્યા અને ભેદ

ચિત્તને એક જ લક્ષ ઉપર એકાગ્ર કરવું તેનું નામ ધ્યાન અથવા છદ્મસ્થોનું અન્તર્મુહૂર્ત પરિમાણ એક વસ્તુમા ચિત્તને સ્થિર ગણવુ તે ધ્યાન કહેવાય છે. એક વસ્તુથી બીજી વસ્તુમા ધ્યાનનું સંક્રમણ થવાથી ધ્યાનનો પ્રવાહ લાંબા વખત સુધી પણ ચાલુ રહી શકે છે. જિનેશ્વર દેવો યોગોનો નિરોધ કરે છે તે પણ ધ્યાન કહેવાય છે ધ્યાનના ચાર ભેદ :–

૧ આર્ત્ત ધ્યાન, ૨ રૌદ્ર ધ્યાન,
૩ ધર્મ ધ્યાન, ૪. શુક્લ ધ્યાન.

૧. આર્ત્ત ધ્યાન—દુ ખના નિમિતથી એટલે કે દુ ખમાં થતું ધ્યાન અર્થાત્ દુ ખી પ્રાણીનું ધ્યાન આર્ત્ત ધ્યાન કહેવાય છે.

—ઠાણાગ ૪, સૂ. ૨૪૭

*આ મેં ઉમેરેલ છે મૂળમા નથી —ભી ગિ શેઠ

મનોજ્ઞ વસ્તુનો વિયોગ અને અમનોજ્ઞનો સંયોગ થવાથી ચિત્તની અસ્થિરતા અથવા ગભરાટ તે આર્ત્ત ધ્યાન.

—સમવાયાંગ સૂત્ર, સમવાય ૪

જીવ મોહવશ થઈને રાજ્યનો ઉપભોગ, શયન, આસન, વાહન, સ્ત્રી, ગંધ, માળા, મણિ, રત્ન, વિભૂષણની તીવ્ર ઇચ્છા કરે છે તે પણ આર્ત્ત ધ્યાન છે.

—દશવૈકાલિક સૂત્ર, અધ. ૧ની ટીકા

૨. રૌદ્ર ધ્યાન—હિંસા, જૂઠ, ચોરી અને ધન આદિની રક્ષામાં મનને લગાડવું તે રૌદ્ર ધ્યાન.

—સમવાયાંગ સૂત્ર, સમવાય ૪

હિંસાદિ વિષયનું અતિક્રૂર પરિણામ તે રૌદ્ર ધ્યાન છે.

—ઠાણાંગ ૪, સૂ. ૨૪૭

હિંસોન્મુખ આત્મા દ્વારા પ્રાણીઓને ભટકાવનાર વ્યાપારનું ચિન્તન કરવું તે પણ રૌદ્ર ધ્યાન છે.

—પ્રવચનસારોદ્ધાર

છેદવું, ભેદવું, કાપવું, મારવું, વધ કરવો, પ્રહાર કરવો, દમન કરવું-તેમાં જે રાગ કરે છે, જેમાં અનુકંપ ભાવ નથી તે પુરુષનું ધ્યાન રૌદ્ર ધ્યાન છે.

—દશવૈકાલિક સૂત્ર, અધ. ૧ ટીકા

૩. ધર્મધ્યાન—ધર્મ અર્થાત્ આજ્ઞાદિ પદાર્થસ્વરૂપની પર્યાલોચનમાં મનને એકાગ્ર કરવું તે ધર્મધ્યાન છે.

—સમવાયાંગ સૂત્ર, સમવાય ૪

શ્રુત અને ચારિત્રધર્મથી યુક્ત ધ્યાન ધર્મધ્યાન કહેવાય છે

—ઠાણાગ ૪ સૂત્ર ૨૪૭

સૂત્રાર્થની સાધના, મહાનતોનુ ધરવુ, બન્ધ, મોક્ષ, અને ગતિ અગતિના હેતુનો વિચાર, પાચ ઇન્દ્રિઓના વિષયથી નિવૃત્તિ અને પ્રાણીઓમા દયાભાવ, આમા મનની એકાગ્રતા હોવી તે ધર્મધ્યાન

—દશવૈકાલિક સૂત્ર, અધ્ય ૧ ટીકા

જિન ભગવાન્ અને સાધુના ગુણોનું કથન કરનાર, પ્રશસા કરનાર, વિનીત, શ્રુતિશીલ અને સંયમમા અનુરક્ત આત્મા ધર્મધ્યાની છે તેનું ધ્યા ન તે ધર્મધ્યાન

—આવશ્યક અધ્ય ૪

૪. શુકલ ધ્યાન—પૂર્વવિષયક શ્રુતને આધારે મનની અત્યત સ્થિરતા અને યોગનો નિરોધ શુકલ ધ્યાન કહેવાય છે

—સમવાયાગ સૂત્ર સમવાય ૪

જે ધ્યાન આઠ પ્રકારના કર્મોને દૂર કરે છે અથવા જે શોકને નષ્ટ કરે છે તે શુકલ ધ્યાન છે

—ઠાણાગ ૪ સૂત્ર ૨૪૭

પરાવલબન વિના શુક્લ એટલે નિર્મળ આત્મસ્વરૂપનુ તન્મયતા પૂર્વક ચિન્તન કરવુ તે શુકલ ધ્યાન

—આગમસાર

જે ધ્યાનમા વિષયોનો સબધ હોવા છતા વૈરાગ્યબળથી ચિત્ત બહારના વિષયો ઉપર ન જાય, અને શરીરનું છેદનભેદન થવા છતા

સ્થિર થયેલ ચિત્ત ધ્યાનથી લેશ માત્ર પણ ચ્યુત ન થાય તેને શુક્લ ધ્યાન કહે છે.

—કર્તવ્યકૌમુદી, ભાગ ૨, શ્લોક ૨૧૧

## ૨૧૯-આર્ત્ત ધ્યાનના ચાર પ્રકાર

૧. **અમનોજ્ઞ વિયોગચિંતા**—અમનોજ્ઞ શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ વિષય અને તેની સાધનભૂત વસ્તુઓનો સયોગ થતાં તેના વિયોગનું ચિંતન કરવું અને ભવિષ્યમા પણ એવી અમનોજ્ઞ વસ્તુનો સંયોગ ન થાય એવી ઇચ્છા રાખવી તે પહેલો પ્રકાર આ આર્ત્ત ધ્યાનનું કારણ દ્વેષ છે.

૨. **મનોજ્ઞ સંયોગચિંતા**—પાંચ ઇન્દ્રિઓના મનોજ્ઞ વિષય અને તેનાં સાધન રૂપ માતા પિતા, ભાઇ, સ્વજન, સ્ત્રી, પુત્ર અને ધન તથા સાતા-વેદનીના સયોગમા, તેનો વિયોગ ન થાય એવા અધ્યવસાય કરવા અને ભવિષ્યમાં પણ તેના સંયોગની ઇચ્છા કરવી તે આર્ત્ત ધ્યાનનો બીજો પ્રકાર. રાગ તેનુ મૂળ કારણ છે.

૩. **રોગચિંતા**—રોગ ઉત્પન્ન થતા તેની ચિકિત્સામા વ્યગ્ર થઈ તેના વિયોગનુ ચિન્તન કરવુ અને ભવિષ્યમા રોગાદિ ન થાય તેની ચિંતા કરવી તે ત્રીજો પ્રકાર.

૪. **નિદાન (નિયાણુ)**—દેવેન્દ્ર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવાદિના રૂપ, ગુણ અને ઋદ્ધિ જોઈ કે સાભળીને પોતાના તપ, સયમ આદિના ફળરૂપ એવા ગુણ ઋદ્ધિની પ્રાપ્તિ માટે ચિન્તા કરવી તે ચોથો પ્રકાર. આ અધમ નિદાનનું મૂળ કારણ અજ્ઞાન દશા છે કારણ તપ, સંયમ

આદિ ધર્મના ફળરૂપ મોક્ષની અભિલાષા રહેવાને બદલે સામારિક સુખની ઇચ્છા રાખવી તે અજ્ઞાન છે

રાગ, દ્વેષ અને મોહથી યુક્ત પ્રાણીનું આ ચાર પ્રકારનું આર્ત્ત ધ્યાન સંસાર વધારનાર અને સામાન્ય રીતે તિર્યંચ ગતિમાં લઈ જનાર છે

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૭
—આવશ્યક અધ્યયન ૪

## ૨૨૦-આર્ત્ત ધ્યાનનાં ચાર લિંગ (ચિહ્ન)

૧. આક્રન્દ, ૨. શોચ,
૩ પરિવેદના, ૪ તેપનતા

૧ આક્રન્દ—જોરથી રોવું તે
૨ શોચ—આંખોમાં આંસુ લાવી દીનભાવ ધારણ કરવો તે
૩. પરિવેદના—વારંવાર ક્લિષ્ટ ભાષણ કરવું, વિલાપ કરવો તે
૪. તેપનતા—આંસુ પાડવા તે

ઇષ્ટના વિયોગથી, અનિષ્ટના સંયોગથી અને વેદનાના નિમિત્તથી આ ચાર ચિહ્ન આર્ત્ત ધ્યાનીના હોય છે

—આવશ્યક અધ ૪
—ઠાણાંગ ૪, ઉ ૧, સૂત્ર ૨૪૭
—ભગવતી શતક ૨૫ ઉદ્દેશો ૭

## ૨૨૧-રૌદ્ર ધ્યાનના ચાર પ્રકાર

૧ હિંસાનુબન્ધી, ૨ મૃષાનુબન્ધી,
૩ ચૌર્યાનુબંધી, ૪ સંરક્ષણાનુબંધી

**૧. હિંસાનુબન્ધી**—પ્રાણીઓને ચાબૂક મારવો, નાક વગેરે વીંધવાં, રસી કે સાંકળથી બાંધવા, અગ્નિમાં બાળવાં, ડામ દેવા, તલવાર વગેરેથી વધ કરવો, અથવા ઉપરોક્ત વ્યાપાર ન કરવા છતાં ક્રોધ-વશ નિર્દયતાપૂર્વક નિરંતર આ હિંસાકારી વ્યાપારો કરવાનું ચિન્તન કરવું તે હિંસાનુબન્ધી રૌદ્ર ધ્યાન છે.

**૨. મૃષાનુબન્ધી**—માયાવી, અન્યને ઠગવાની પ્રવૃત્તિ કરનાર અને છુપાઇને પાપકર્મ કરનાર પુરુષોનાં અનિષ્ટસૂચક વચન, અસભ્ય વચન, અસત્ અર્થનું પ્રકાશન, સત્ અર્થનો અપલાપ અને એકને બદલે બીજા પદાર્થ વગેરેના કથન રૂપ અસત્ય વચન, પ્રાણીઓનો ઘાત કરાવનાર વચન કહેવાં અથવા નિરંતર ચિન્તન કરવું તે મૃષાનુબંધી રૌદ્ર ધ્યાન છે.

**૩. ચૌર્યાનુબંધી**—તીવ્ર ક્રોધ અને લોભથી વ્યગ્ર ચિત્તવાળા પુરુષની પ્રાણીઘાતક, અનાર્ય કામ જેવાં કે દ્રવ્યહરણ આદિમાં ચિત્ત-વૃત્તિ હોવી તે ચૌર્યાનુબન્ધી રૌદ્ર ધ્યાન છે.

**૪. સંરક્ષાનુબન્ધી**—શબ્દાદિ પાંચ વિષયના સાધનરૂપ ધનની રક્ષા કરવાની ચિંતા કરવી, અને એ નષ્ટ કરવાની બીજા ઉપર શંકા જતાં તેનો ઘાત કરવાની કષાયમયી ચિત્તવૃત્તિ રાખવી એ સંરક્ષાનુબંધી રૌદ્ર ધ્યાન છે.

આ ચારે ધ્યાન કરવાં, કરાવવા કે અનુમોદવાં તે ત્રણે રીતે રૌદ્ર ધ્યાન છે. રાગદ્વેષ અને મોહથી વ્યાકુળ જીવોને આ ચાર પ્રકારનાં રૌદ્ર ધ્યાન હોય છે. આ ધ્યાન સંસાર વધારનાર અને નરક ગતિમાં લઈ જનાર છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૭

## ૨૨૨-રૌદ્ર ધ્યાનનાં ચાર લક્ષણ

૧. ઓસન્ન દોષ, ૨ બહુલ દોષ,
૩ અજ્ઞાન દોષ (નાના દોષ), ૪ આમરણાન્ત દોષ

**૧ ઓસન્ન દોષ**—રૌદ્ર ધ્યાની હિંસાદિથી નિવૃત્ત ન હોવાથી બહુલતાપૂર્વક હિંસાદિમાથી કોઇ એકમા પ્રવૃત્તિ કરે છે તે ઓસન્ન દોષ

**૨. બહુલ દોષ**—રૌદ્ર ધ્યાની બધા હિંસાદિ દોષોમા પ્રવૃત્તિ કરે છે તે બહુલ દોષ

**૩. અજ્ઞાન દોષ**—અજ્ઞાનતાથી કુશાસ્ત્રના સસ્કારથી નરકનું કારણ અધર્મસ્વરૂપ હિંસાદિમા ધર્મબુદ્ધિથી ઉન્નતિ માટે પ્રવૃત્ત થવુ તે અજ્ઞાન દોષ, અથવા —

નાના દોષ-વિવિધ હિંસાદિના ઉપાયમા અનેક વખત પ્રવૃત્તિ કરવી તે નાના દોષ

**૪. આમરણાન્ત દોષ**-મરણ પર્યંત ક્રૂર હિંસાદિ કાર્યોમા અનુતાપ (પશ્ચાત્તાપ) ન થવો અને હિંસાદિમા પ્રવૃત્તિ કરતા જ રહેવુ એ આમરણાન્ત દોષ જેવો કે કાલ સૌકરિક કસાઈ

—ઠાણાગ ૪, સૂત્ર ૨૪૭
—ભગવતી શતક ૨૫, ઉ ૭

કઠોર અને સક્લિષ્ટ પરિણામવાળો રૌદ્ર ધ્યાની બીજાના દુ ખથી પ્રસન્ન રહે છે. ઐહિક અને પારલૌકિક ભયથી રહિત હોય છે તેના

મનમા અનુકંપાભાવ લેશ માત્ર હોતો નથી અકાર્ય કરીને તેને પશ્ચાત્તાપ થતો જ નથી પાપ કરીને હમેશા પ્રસન્ન જ રહે છે

—આવશ્યક અધ ૪

## ૨૨૩-ધર્મધ્યાનના ચાર પ્રકાર

૧ આજ્ઞા વિચય ૨ અપાય વિચય
૩ વિપાક વિચય, ૪ સંસ્થાન વિચય

**૧. આજ્ઞા વિચય**—સૂક્ષ્મ તત્ત્વોના ઉપદર્શક હોવાથી, અતિ નિપુણ અનાદિ અનન્ત, પ્રાણીઓ માટે હિતકારી, અનેકાન્તનું જ્ઞાન કરાવનાર, અમૂલ્ય અપરિમિત, જૈનેતર પ્રવચનોથી અપરાભૂત, મહાન અર્થવાળી, મહા પ્રભાવશાળી અને મહાન વિષયવાળી નિર્દોષ, નયભંગ અને પ્રમાણથી ગહન, તેથી અકુશળ જનો માટે દુર્જ્ઞેય એવી જિનાજ્ઞા (જિન પ્રવચન)ને સત્ય માની તેના પર શ્રદ્ધા કરી તેમા પ્રતિપાદન કરેલા તત્ત્વોનુ ચિન્તન અને મનન કરે વીતરાગના પ્રતિપાદિત તત્ત્વના રહસ્યને સમજાવનાર આચાર્ય મહારાજ ન હોવાથી જ્ઞેય (ી ગહ તાથી અર્થાત્ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી અને મતિદુર્બળતાથી જિનપ્રવચન દ્વારા પ્રતિપાદિત તત્ત્વ સમ્યક્ રૂપથી સમજવામા ન આવે અથવા કોઇ વિષયમા હેતુ ઉદાહરણનો સંભવ ન હોવાથી તે વાત સમજમા ન આવે તો એમ વિચારે કે આ વચનો વીતરાગ સર્વજ્ઞ ભગવાન્ શ્રી જિનેશ્વર દ્વારા કથિત હોઇ સર્વ પ્રકારે સત્ય છે, તેમા સંદેહ નહિ અનુપકારી જનના ઉપકારમા તત્પર રહેનાર, જગતમા પ્રધાન ત્રિલોક અને ત્રિકાળના જ્ઞાતા, રાગદ્વેષ અને મોહના વિજેતા શ્રી જિનેશ્વર દેવના વચન સત્ય જ હોય છે, કારણ તેમને અસત્ય કથન કરવાનું કોઇ કારણ જ નથી આ પ્રમાણે ભગવદ્ભાષિત પ્રવચનનુ ચિંતન અને મનન કરવુ અને

ગુઢ તત્ત્વો ॥ વિષયોમા સંદેહ ન રાખવો અને તેમને દ્રઢતાપૂર્વક સત્ય જ સમજવા અને વીતરાગના વચનોમા મનને એકાગ્ર કરવુ તે આજ્ઞા વિચય નામનું ધર્મધ્યાન છે

૨. અપાય વિચય—રાગ, દ્વેષ, કષાય મિથ્યાત્વ અવિરતિ આદિ આશ્રવ અને ક્રિયાઓથી થતા ઐહિક અને પારલૌકિક કષ્ટ અને હાનિઓનો વિચાર કરવો જેમકે–મહા વ્યાધિથી પીડાતા પુરુષને અપથ્ય અન્નની ઇચ્છા જેવી રીતે હાનિપ્રદ છે તે પ્રમાણે પ્રાપ્ત થયેલ રાગ પણ જીવ માટે દુ ખદાયી થાય છે

જેવી રીતે કોટરમા રહેલ અગ્નિ વૃક્ષને શીઘ્ર બાળી નાખે છે, તે પ્રમાણે પ્રાપ્ત થયેલ દ્વેષ પણ પ્રાણીને તપાવે છે

સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ દેવે દૃષ્ટિ રાગ આદિ ભેદોવાળા રાગનુ ફળ પરલોકમા દીર્ઘ સસાર બતાવ્યો છે

દ્વેષરૂપી અગ્નિથી સંતપ્ત જીવ આલોકમા પણ દુ ખી રહે છે અને પરલોકમા પણ પ્રાપ્ત નરકાગ્નિમા બળે છે

વશ ન થયેલ ક્રોધ માન અને વધતા જતા માયા અને લોભ–એ ચારે ય કષાયો સંસારરૂપી વૃક્ષનુ મૂળ સિંચનાર છે, અર્થાત્ સંસારને વધારનાર છે

પ્રશમ આદિ ગુણોથી શૂન્ય અને મિથ્યાત્વથી મૂઢ મતિવાળા પાપી જીવ આલોકમા જ નરક સદૃશ દુ ખો ભોગવે છે

ક્રોધ આદિ સર્વે દોષોની અપેક્ષાએ અજ્ઞાન અધિક દુ ખદાયી છે, કારણ અજ્ઞાનથી આચ્છાદિત જીવ પોતાનું હિતાહિત સમજી શકતો નથી

પ્રાણીવધથી નિવૃત્ત ન થનાર જીવ અહીં જ અનેક દૂષણોનો શિકાર બને છે. તે એટલો ક્રૂર બની જાય છે કે તે તેથી સ્વપુત્ર વધ જેવું લોકનિંદાને પાત્ર અધમ કામ પણ કરી બેસે છે.

આ પ્રમાણે આશ્રવોના સેવનથી અને વધતાં જતાં પાપોથી જીવ ચિરકાળ સુધી નરકાદિ નીચ ગતિઓમા ભ્રમણ કરતો કરતો અનેકાનેક દુઃખોનું ભાજન બને છે.

કાયિકી આદિ ક્રિયાઓમાં વર્તતો જીવ આલોક અને પરલોક ઉભયમા દુઃખી થાય છે. આ ક્રિયાઓ સંસાર વધારનાર છે.

આ પ્રમાણે રાગદ્વેષ કષાય આદિના અપાયોના ચિંતનમાં મનને એકાગ્ર કરવું તે અપાય વિચય ધર્મધ્યાન છે.

આ દોષોથી મળતા કુફળનુ ચિંતન કરનાર જીવ આ દોષોથી પોતાના આત્માનુ રક્ષણ કરવામાં સાવધાન રહે છે, અને તેનાથી દૂર રહી આત્મકલ્યાણનું સાધન કરે છે.

**૩. વિપાક વિચય**—શુદ્ધ આત્માનું સ્વરૂપ જ્ઞાન દર્શન સુખ આદિ રૂપ છે. છતાં કર્મવશ આત્માના નિજ ગુણ દબાયેલા છે, અને સાંસારિક સુખ દુઃખના દ્વંદ્વમા રહેલી ચાર ગતિઓમા પરિભ્રમણ કરે છે. સંપત્તિ, વિપત્તિ, સંયોગ, વિયોગ આદિથી થતા સુખ-દુઃખ જીવનાં પૂર્વોપાર્જિત શુભાશુભ કર્મોનું જ ફળ છે. આત્મા પોતાનાં જ કૃત કર્મોથી સુખ દુઃખ પામે છે. સ્વોપાર્જિત કર્મો સિવાય બીજો કોઈ આપણા આત્માને સુખ-દુઃખ દેનાર નથી. કર્મોનાં ભિન્ન ભિન્ન ફળરૂપે આત્માની ભિન્ન ભિન્ન અવસ્થાઓ છે. આ પ્રમાણે કષાય અને યોગજનિત શુભાશુભ કર્મ પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, અનુભાગબંધ, પ્રદેશબંધ, ઉદય, ઉદીરણા,

સત્તા ઇત્યાદિ કર્મવિષયક ચિન્તનમા મનને એકાગ્ર કરવુ તે વિપાક વિચય ધર્મધ્યાન છે.

**૪. સંસ્થાન વિચય**—ધર્માસ્તિકાય આદિ દ્રવ્ય અને તેના પર્યાય, જીવ અજીવના આકાર, ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય, લોકનુ સ્વરૂપ, પૃથ્વી, દ્વીપ, સાગર, નરક, વિમાન, ભવન આદિના આકાર, લોકસ્થિતિ, જીવની ગતિ, આગતિ, જીવન, મરણ આદિ સર્વે સિદ્ધાન્તના અર્થનું ચિન્તન કરવુ, જીવ અને તેના કર્મોથી પેદા થયેલ જન્મ, જરા અને મરણ રૂપી જળથી પરિપૂર્ણ, ક્રોધાદિ કષાયરૂપ પાતાળવાળા, વિવિધ દુખરૂપી મગરમચ્છથી ભરેલા, અજ્ઞાનરૂપી વાયુથી ઊઠતી સંયોગ વિયોગની લહેરો સહિત આ અનાદિ અનત સસારસાગરનું ચિન્તન કરવુ, આ સસાર સાગરથી તારવામા સમર્થ, સમ્યગ્દર્શનરૂપી મજબૂત બધનોવાળી જ્ઞાનરૂપી નાવિકથી ચલાવાતી ચારિત્રરૂપી નૌકા છે, સવરથી નિશ્છિદ્ર, તપરૂપી પવનથી વેગને પ્રાપ્ત કરતી, વૈરાગ્ય માર્ગ પર રહેલી અને અપધ્યાનરૂપી તરંગોથી ન ડગનાર, બહુમૂલ્ય શીલ રત્નથી પરિપૂર્ણ નૌકા પર ચઢી મુનિરૂપી વ્યાપારી શીઘ્ર અને નિર્વિઘ્ન નિર્વાણરૂપી નગરમા પહોચી જાય છે, જ્યા તે અક્ષય, અવ્યાબાધ, સ્વાભાવિક, નિરૂપમ સુખ પામે છે, ઇત્યાદિ રૂપથી સપૂર્ણ જીવાદિ પદાર્થોના વિસ્તારવાળા સર્વે નય સમૂહરૂપ સિદ્ધાન્તોક્ત અર્થના ચિન્તનમા મનને એકાગ્ર કરવુ—તે સંસ્થાન વિચય ધર્મધ્યાન છે

—ઠાણાગ ૪, સૂત્ર ૨૪૭
—આવશ્યક અધ્યયન ૪
—અભિધાન રાજેન્દ્રકોષ ભાગ ૪, પૃ ૧૬૬૬ થી ૬૮

## ૨૨૪-ધર્મધ્યાનનાં ચાર લિંગ

૧ આજ્ઞા રુચિ, ૨. નિસર્ગ રુચિ,
૩ સૂત્ર રુચિ, ૪ અવગાઢ રુચિ (ઉપદેશ રુચિ)

**૧. આજ્ઞા રુચિ**—સૂત્રના પ્રતિપાદિત અર્થો પર રુચિ ધારણ કરવી તે આજ્ઞા રુચિ છે.

**૨. નિસર્ગ રુચિ**—કોઈ પણ ઉપદેશ સાંભળ્યા વિના સ્વભાવથી જ જિનભાષિત તત્ત્વો પર શ્રદ્ધા કરવી તે નિસર્ગ રુચિ.

**૩. સૂત્ર રુચિ**—સૂત્ર અર્થાત્ આગમ દ્વારા વીતરાગ પ્રરૂપિત દ્રવ્યાદિ પદાર્થો પર શ્રદ્ધા કરવી તે સૂત્ર રુચિ છે.

**૪. અવગાઢ રુચિ (ઉપદેશ રુચિ)**—દ્વાદશાઙ્ગનું વિસ્તારપૂર્વક જ્ઞાન મેળવી જે જિનપ્રણિત ભાવો પર શ્રદ્ધા થાય છે તે અવગાઢ રુચિ છે. અથવા સાધુ સમીપ રહેનારને સાધુના સૂત્રાનુસાર ઉપદેશથી જે શ્રદ્ધા થાય તે અવગાઢ રુચિ (ઉપદેશ રુચિ) છે.

તાત્પર્ય એ છે કે તત્ત્વાર્થ શ્રદ્ધાન સમ્યક્ત્વ જ ધર્મધ્યાનનું લિંગ છે.

જિનેશ્વરદેવ અને સાધુ મુનિરાજના ગુણોનું કથન કરવું, ભક્તિપૂર્વક તેમની પ્રશંસા અને સ્તુતિ કરવી, ગુરુ આદિનો વિનય કરવો, દાન દેવું, શ્રુત શીલ અને સંયમમાં અનુરાગ રાખવો તે ધર્મધ્યાનનાં ચિહ્ન છે. આથી ધર્મધ્યાન ઓળખાય છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૭

—અભિધાન રાજેન્દ્રકોષ ભાગ ૪, પૃ. ૧૬૬૩

## ૨૨૫-ધર્મધ્યાનરૂપી મહેલ પર ચઢવાનાં ચાર આલંબન

૧. વાચના, ૨. પૃચ્છના,
૩. પરિવર્તના, ૪. અનુપ્રેક્ષા.

**૪. રૂપાતીત**—રૂપ રહિત નિરંજન નિર્મળ સિદ્ધ ભગવાનનું આલંબન લઈ આત્માની એકતાનું ચિંતન કરવું તે રૂપાતીત ધ્યાન છે

—જ્ઞાનાર્ણવ

—યોગશાસ્ત્ર

—સ્તંભકૌમુદી ભા. ૨

## ૨૨૮-શુક્લ ધ્યાનના ચાર ભેદ

૧ પૃથકત્વ વિતર્ક સવિચારી, ૨ એકત્વ વિતર્ક અવિચારી,
૩ સૂક્ષ્મ ક્રિયા અનિવર્તી, ૪ સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતી

**૧. પૃથકત્વ વિતર્ક સવિચારી**—એક દ્રવ્ય વિષયક અનેક પર્યાયોના પૃથક્ પૃથક્ રૂપથી વિસ્તારપૂર્વક પૂર્વગત શ્રુતાનુસાર દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક આદિ નયોથી ચિંતન કરવુ તે પૃથકત્વ વિતર્ક સવિચારી ધ્યાન છે આ ધ્યાન વિચાર સહિત હોય છે વિચારનુ સ્વરૂપ છે અર્થ, વ્યજન (શબ્દ) અને યોગોમા સક્રમણ અર્થાત્ આ ધ્યાનમા અર્થથી શબ્દમા, શબ્દથી અર્થમા, શબ્દથી શબ્દમા અને અર્થથી અર્થમા એટલે એક યોગથી બીજા યોગમા સક્રમણ થાય છે

પૂર્વગત શ્રુત અનુસાર વિવિધ નયોથી પદાર્થોની પર્યાયોના ભિન્ન ભિન્ન રૂપથી ચિંતનરૂપ આ શુક્લ ધ્યાન પૂર્વધારીને થાય છે અને મરુદેવી માતાની માફક જે પૂર્વધર ન હોય તેને અર્થ, વ્યજન અને યોગોમા પરસ્પર સક્રમણ રૂપ આ શુક્લ ધ્યાન હોય છે

**૨. એકત્વ વિતર્ક અવિચારી**—પૂર્વગત શ્રુતનો આધાર લઈ ઉત્પાદ આદિ પર્યાયોના એકત્વ અર્થાત્ અભેદથી કોઈ એક પદાર્થ અથવા પર્યાયનું સ્થિર ચિત્તથી ચિંતન કરવુ તે એકત્વ વિતર્ક છે. આ ધ્યાનમા

અર્થ, વ્યંજન અને યોગોનું સંક્રમણ થતું નથી. પવન વિનાના ગૃહમાં રહેલા દીપક માફક આ ધ્યાનમાં ચિત્ત વિક્ષેપ રહિત અર્થાત સ્થિર રહે છે.

**૩. સૂક્ષ્મ ક્રિયા અનિવર્તી**—નિર્વાણ પામ્યા પહેલાં કેવળી ભગવાન્ મન, વચન, યોગોનો નિરોધ કરી લે છે અને અર્ધ કાયયોગનો પણ નિરોધ કરી લે છે, તે વખતે કેવળીને કાયિકી ઉશ્વાસ આદિ સૂક્ષ્મ ક્રિયા જ રહે છે. પરિણામો વિશેષ વધતાં જતાં હોવાથી ત્યાંથી કેવળી પાછા હટતા નથી. આ ત્રીજું સૂક્ષ્મ ક્રિયા અનિવર્તી શુક્લ ધ્યાન છે.

**૪. સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતી**-શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરેલ કેવળી બધા યોગોનો નિરોધ કરે છે. યોગોના નિરોધથી બધી ક્રિયાઓ નષ્ટ થઇ જાય છે. આ ધ્યાન હમેશાં બનેલું રહે છે. તેથી તેને સમુચ્છિન્ન અપ્રતિપાતી શુક્લ ધ્યાન કહે છે.

પૃથક્ત્વ વિતર્ક સવિચારી શુક્લ ધ્યાન બધા યોગોમાં હોય છે. એકત્વ વિતર્ક અવિચારી શુક્લ ધ્યાન કોઇ એક જ યોગમાં હોય છે. સૂક્ષ્મ ક્રિયા અનિવર્તી શુક્લ ધ્યાન કેવળ કાયયોગમાં હોય છે. ચોથુ સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતી શુક્લ ધ્યાન અયોગીને જ હોય છે. છદ્મસ્થના મનને નિશ્ચલ કરે તેને ધ્યાન કહે છે, અને કેવળી કાયાને નિશ્ચલ કરે તેને ધ્યાન કહે છે.

—આવશ્યક અધ ૪
—કર્તવ્યકૌમુદી ભા. ૨, શ્લોક ૨૧૧-૧૬
—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૧

## ૨૨૯-શુક્લ ધ્યાનનાં ચાર લિંગ

૧. અવ્યથ, ૨. અસમ્મોહ,
૩. વિવેક, ૪. વ્યુત્સર્ગ.

શુકલ ધ્યાની પરિષહ ઉપસર્ગોથી ડરી ધ્યાનથી ચલિત થતા નથી તેથી તે અવ્યથ લિંગવાળા છે.

શુકલ ધ્યાનીને સૂક્ષ્મ અત્યંત ગહન વિષયોમા અથવા દેવાદિ કૃત માયામા સમ્મોહ થતો નથી તેથી તે અસમ્મોહ લિંગવાળા છે

શુકલ ધ્યાની આત્માને દેહથી ભિન્ન અને સર્વે સયોગોને આત્માથી ભિન્ન સમજે છે તેથી તેઓ વિવેક લિંગવાળા છે.

શુકલ ધ્યાની નિ:સંગ રૂપથી દેહ અને ઉપધિનો ત્યાગ કરે છે તેથી તેઓ વ્યુત્સર્ગ લિંગવાળા છે

—આવશ્યક અધ ૪
—ઠાણાંગ ૪, સૂત્ર ૨૪૭

## ૨૩૦-શુકલ ધ્યાનનાં ચાર આલંબન

જિન મતમા પ્રધાન ક્ષમા, માર્દવ, આર્જવ, મુક્તિ આ ચારે આલંબનોથી જીવ શુકલ ધ્યાન પર ચડે છે

૧. **ક્રોધ ન કરવો**—ઉદયમા આવેલ ક્રોધને દબાવવો, આ પ્રમાણે ક્રોધનો ત્યાગ તે ક્ષમા છે

૨. **માન ન કરવું**—ઉદયમા આવેલ માનને વિફળ કરવું, આ પ્રમાણે માનનો ત્યાગ તે માર્દવ છે

૩. **માયા ન કરવી**—ઉદયમા આવેલી માયાને વિફળ કરવી-રોકવી, આ પ્રમાણે માયાનો ત્યાગ તે આર્જવ (સરળતા) છે

૪. લોભ ન કરવો—ઉદયમા આવેલ લોભને વિફળ કરવો, આ પ્રમાણે લોભનો ત્યાગ તે મુક્તિ (શૌચ નિર્લોભતા) છે

—ઠાણા ૪ સૂત્ર ૨૪૭
—આવશ્યક અધ ૪
—ઉવવાઇ સૂત્ર ૩૦

## ૨૩૧-શુક્લ ધ્યાનની ચાર ભાવના

૧ અનન્ત વર્તિતાનુપ્રેક્ષા, ૨ વિપરિણામાનુપ્રેક્ષા,
૩ અશુભાનુપ્રેક્ષા, ૪ અપાયાનુપ્રેક્ષા

**૧. અનન્ત વર્તિતાનુપ્રેક્ષા**—ભવપરપરાની અનતતાની ભાવના કરવી, જેમકે આ આત્મા અનાદિકાળથી સસારમા પરિભ્રમણ કરી રહ્યો છે, સમુદ્ર જેવા આ સસારને પાર કરવો તેને માટે દુષ્કર થઈ પડયુ છે, અને તે નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ ગતિઓમા નિરતર એક પછી બીજીમા વિશ્રામ લીધા વિના પરિભ્રમણ કરે છે, એ જાતની ભાવના તે અનન્ત વર્તિતાનુપ્રેક્ષા ભાવના છે

**૨ વિપરિણામાનુપ્રેક્ષા**—વસ્તુઓના વિપરિણમન પર વિચાર કરવો, જેમકે સર્વ સ્થાન અશાશ્વત છે, શુ અહીંના કે શુ દેવલોકના દેવ અને મનુષ્યોની ઋદ્ધિ અને સુખ પણ અસ્થાયી છે, આની ભાવના વિપરિણામાનુપ્રેક્ષા ભાવના છે

**૩ અશુભાનુપ્રેક્ષા**—સસારના અશુભ સ્વરૂપ પર વિચાર કરવો જેમકે આ સંસારને ધિક્કાર છે જેમા એક સુંદર રૂપવાળો અભિમાની પુરુષ મરીને પોતાના જ મૃત શરીરમા કીડા રૂપે ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ ભાવના કરવી તે અશુભાનુપ્રેક્ષા છે

## ૨૩૫-વિક્ષેપણા વિનયના ચાર પ્રકાર

૧. જે પહેલાં ધર્મ જાણતો ન હતો, અને સમ્યગ્ દર્શનનો લાભ જેને મળ્યો નથી તેને પ્રેમપૂર્વક સમ્યગ્ દર્શનરૂપ ધર્મ બતાવી સમ્યક્ત્વધારી બનાવવો.

૨. જે સમ્યક્ત્વધારી છે તેને સર્વવિરતિરૂપ ચારિત્રધર્મની શિક્ષા આપી સહધર્મી બનાવવો.

૩. જે ધર્મથી ભ્રષ્ટ થયેલ હોય તેને ફરીથી ધર્મમાં સ્થિર કરવો

૪. ચારિત્રધર્મની જેમ વૃદ્ધિ થાય તેવી પ્રવૃત્તિ કરવી, જેમકે એષણીય આહાર ગ્રહણ કરવો, અનેષણીય આહારનો ત્યાગ કરવો, એવી રીતે ચારિત્રધર્મની વૃદ્ધિ માટે હિતકારી, સુખકારી, ઇહલોક, પરલોકમા સમર્થ, કલ્યાણકારી અને મોક્ષમાં લઇ જનાર અનુષ્ઠાન માટે તત્પર રહેવું

—દશાશ્રુત સ્કંધ, દશા ૪

## ૨૩૭-વિનય પ્રતિપત્તિના ચાર પ્રકાર

૧. ઉપકરણોત્પાદનતા, ૨. સહાયતા,
૩. વર્ણ સંજ્વલનતા (ગુણાનુવાદકતા),
૪. ભાર પ્રત્યવરોહણતા.

ગુણવાન શિષ્યની ઉપરોક્ત ચાર પ્રકારની વિનય પ્રતિપત્તિ છે.

—દશાશ્રુત સ્કંધ, દશા ૪

## ૨૩૮-અનુત્પન્ન ઉપકરણોત્પાદન વિનયના ચાર પ્રકાર

અનુત્પન્ન અર્થાત્ અપ્રાપ્ત આવશ્યક ઉપકરણોને સમ્યક્ પ્રકારે:—

(૧) એષણા-શુદ્ધિથી પ્રાપ્ત કરવા.

(૨) જૂનાં ઉપકરણોની યથોચિત રક્ષા કરવી, જીર્ણ વસ્ત્રોને સીવવાં, સુરક્ષિત સ્થાને રાખવા આદિ.

(૩) દેશાન્તરથી આવેલ અથવા સમીપસ્થ સ્વધર્મી અલ્પ ઉપધિવાળા હોય તો તેને ઉપધિ દઈ તેની સહાયતા કરવી.

(૪) યથાવિધિ આહાર-પાણી અને વસ્ત્રાદિના વિભાગ કરવા, ગ્લાન, રોગી આદિ સાધુઓ માટે તેને યોગ્ય વસ્ત્રાદિની ગોઠવણ કરવી.

—દશાશ્રુત સ્કંધ, દશા ૪

## ૨૩૯-સહાયતા વિનયના ચાર પ્રકાર

૧. અનુકૂળ અને હિતવચન બોલવું, ગુરુ-આજ્ઞાને આદરપૂર્વક સાંભળી વિનય સહિત અંગીકાર કરવી.

૨. કાયાથી ગુરુની અનુકૂળતાપૂર્વક સેવા કરવી.

એટલે કે હાસ્ય માટે, દ્વેષને લઇને પરીક્ષા કરવા અથવા વિમાત્રા અર્થાત્ કાંઈક હાસ્ય, કાંઈક દ્વેષ ને કાંઈક પરીક્ષા માટે દેવો ઉપસર્ગ આપે છે, અથવા હાસ્યથી આરંભ કરી દ્વેષથી ઉપસર્ગ આપે છે, વગેરે

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૧
—સૂયગડાંગ શ્રુતસ્કંધ ૧, અધ ૩

## ૨૪૪-મનુષ્ય સંબંધી ચાર ઉપસર્ગ

૧ હાસ્ય, ૨ પ્રદ્વેષ, ૩ પરીક્ષા, ૪ કુશીલ પ્રતિસેવના

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૧
—સૂયગડાંગ શ્રુતસ્કંધ ૧, અધ ૩

## ૨૪૫-તિર્યંચ સંબંધી ચાર ઉપસર્ગ

તિર્યંચ ચાર કારણોથી ઉપસર્ગ આપે છે –

૧ ભયથી, ૨. પ્રદ્વેષથી, ૩ આહાર માટે,
૪ પોતાના અને સંતાનના રહેવાના સ્થાનની રક્ષા માટે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૧
—સૂયગડાંગ સૂત્ર, શ્રુતસ્કંધ ૧, અધ ૩

## ૨૪૬-આત્મસંવેદનીય ઉપસર્ગના ચાર પ્રકાર

પોતાના જ કારણથી થનાર ઉપસર્ગ આત્મસંવેદનીય છે તેના ચાર ભેદ –

૧ ઘટ્ટન, ૨ પ્રપતન,
૩ સ્તમ્ભન, ૪ શ્લેષણ

૧. ઘટ્ટન—પોતાનું અંગ એટલે કે આંગળી આદિના ઘસાવાથી થતો ઘટ્ટન ઉપસર્ગ છે. આંખોમાં ધૂળ પડે, આંખને હાથથી ચોળવાથી આંખ દુઃખવા આવે વગેરે.

૨. પ્રપતન—યતના વગર ચાલવાથી પડી જતાં લાગી જાય વગેરે.

૩. સ્તમ્ભન—હાથ પગ વગેરે અવયવો શૂન્ય થઈ જવાં.

૪. શ્લેષણ—આંગળી વગેરે અવયવો ચોંટી જવાં. વાત, પિત્ત, કફ અને સન્નિપાત(વાત, પિત્ત, કફના સંયોગ)થી થતો ઉપસર્ગ શ્લેષણ ઉપસર્ગ છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૧
સૂયગડાંગ સૂત્ર, શ્રુતસ્કંધ ૧, અધ. ૩

## ૨૪૭-દોષ ચાર

૧. અતિક્રમ, ૨. વ્યતિક્રમ,
૩. અતિચાર, ૪. અનાચાર.

૧. અતિક્રમ—લીધેલા વ્રત પચ્ચક્ખાણ કે પ્રતિજ્ઞા ભંગ કરવાનો સંકલ્પ કરવો, અથવા ભંગ કરવાના સંકલ્પ કે કાર્યને અનુમોદન આપવું તે અતિક્રમ છે.

૨. વ્યતિક્રમ—વ્રતભંગ કરવા ઉદ્યત થવું તે વ્યતિક્રમ.

૩. અતિચાર—વ્રત અથવા પ્રતિજ્ઞા ભંગ કરવા માટે સામગ્રી એકત્રિત કરવી અને એક દેશથી વ્રત અને પ્રતિજ્ઞા ખંડિત કરવાં તે અતિચાર.

૪. અનાચાર—સર્વથા વ્રતનો ભંગ કરવો તે અનાચાર છે

આધાકર્મી આહારની અપેક્ષાએ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચારનું સ્વરૂપ આ પ્રમાણે છે —

સાધુનો અનુરાગી કોઈ શ્રાવક આધાકર્મી આહાર તૈયાર કરી સાધુને નિમંત્રણ કરે છે તે નિમંત્રણ સ્વીકારી આહાર લેવા માટે ઊઠવું, પાત્ર લઈ ગુરુ પાસે આજ્ઞાદિ લેવા આવવું ત્યાં સુધી અતિક્રમ દોષ છે આધાકર્મી આહાર ગ્રહણ કરવા ઉપાશ્રયની બહાર નીકળવાથી માંડી ઘરમાં પ્રવેશ કરવો, આહાર લેવા માટે ઝોળી ખોલવી અને પાત્રા ફેલાવવા સુધી વ્યતિક્રમ દોષ છે આહાર લઈ પુન ઉપાશ્રયમાં આવવું, ગુરુ સમક્ષ આલોચના કરવી અને ખાવાની તૈયારી કરવા સુધી અતિચાર દોષ છે ખાવાથી અનાચાર દોષ લાગે છે

—પિન્ડ નિર્યુક્તિ

અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચારમાં ઉત્તરોત્તર દોષની અધિકતા છે, અને એકથી બીજાનું પ્રાયશ્ચિત્ત વધારે છે

મૂળ ગુણોમાં અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચારથી ચારિત્રમાં મલિનતા આવે છે અને તેની આલોચના, પ્રતિક્રમણ આદિથી શુદ્ધિ થઈ જાય છે અનાચારથી મૂળ ગુણ સર્વથા ભંગ થઈ જાય છે, અને તેથી ફરીથી ગ્રહણ કરવા જોઈએ ઉત્તર ગુણોમાં અતિક્રમાદિ ચારેથી ચારિત્રની મલિનતા આવે છે પરન્તુ વ્રતભંગ થતો નથી

—ધર્મસંગ્રહ અધિકાર ૩

## ૨૪૮-પ્રાયશ્ચિત્ત ચાર

પ્રચિત પાપનું છેદન કરવું તે પ્રાયશ્ચિત્ત અર્થાત્ અપરાધ મલિન ચિત્તને શુદ્ધ કરવા માટેનું કૃત્ય તે પ્રાયશ્ચિત્ત. તે ચાર પ્રકારે છે—

૧. જ્ઞાન પ્રાયશ્ચિત્ત, ૨. દર્શન પ્રાયશ્ચિત્ત,
૩. ચારિત્ર પ્રાયશ્ચિત્ત, ૪. વ્યક્ત કૃત્ય પ્રાયશ્ચિત્ત

**જ્ઞાન પ્રાયશ્ચિત**—પાપનુ છેદન કરનાર અને ચિત્તને શુદ્ધ કરનાર હોવાથી જ્ઞાન પોતે જ પ્રાયશ્ચિત્ત રૂપ છે. તેથી તેને જ્ઞાન પ્રાયશ્ચિત્ત કહે છે. અથવા જ્ઞાનના અતિચારોની શુદ્ધિ માટે આલોચના આદિ પ્રાયશ્ચિત્ત બતાવેલ છે તે જ્ઞાન પ્રાયશ્ચિત્ત છે. એ પ્રમાણે **દર્શન** અને **ચારિત્ર** પ્રાયશ્ચિત્તનુ સ્વરૂપ પણ સમજવુ.

**વ્યક્ત કૃત્ય પ્રાયશ્ચિત્ત**—ગીતાર્થ મુનિ નાના મોટાનો વિચાર કરી જે કાંઈ કરે છે, તે બધુ પાપ વિશોધક છે. તેથી વ્યક્ત અર્થાત્ ગીતાર્થનું જે કૃત્ય છે તે વ્યક્ત કૃત્ય પ્રાયશ્ચિત્ત છે

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૬૩

## ૨૪૯-પ્રાયશ્ચિત્તના અન્ય પ્રકારે ચાર ભેદ

૧. પ્રતિસેવના પ્રાયશ્ચિત્ત, ૨ સંયોજના પ્રાયશ્ચિત્ત,
૩. આરોપણા પ્રાયશ્ચિત્ત, ૪. પરિકુંચના પ્રાયશ્ચિત્ત

**પ્રતિસેવના પ્રાયશ્ચિત્ત**—અકૃત્યનુ સેવન કરવું તે પ્રતિસેવના. તેનુ જે પ્રાયશ્ચિત્ત તે પ્રતિસેવના પ્રાયશ્ચિત્ત છે.

**સંયોજના પ્રાયશ્ચિત્ત**—એકજાતીય અતિચારોનું મળી જવું તે સંયોજના જેમકે કોઈ સાધુ શય્યાતર પિન્ડ લાવ્યા, તે પણ ભીના હાથથી અને સામે લાવેલ, અને વળી તે આધાકર્મી. આ પ્રમાણે જાતીય બધા દોષો ભેળા થયા તેનું પ્રાયશ્ચિત્ત તે સંયોજના પ્રાયશ્ચિત્ત.

**આરોપણા પ્રાયશ્ચિત્ત**—એક અપરાધનુ પ્રાયશ્ચિત્ત કર્યા બાદ પુન પુ। તે અપરાધનું સેવ। કરવાથી વિજાતીય દોષોના પ્રાયશ્ચિત્તનુ આરોપણ કરવુ તે આરોપણા પ્રાયશ્ચિત્ત છે જેમકે એક અપરાધ માટે પાચ દિવસનુ પ્રાયશ્ચિત્ત આવ્યુ ફરીથી તે દોષનુ સેવન કરવાથી દશ દિવસનુ અને ત્યાગ બાદ ફરીથી કરવાથી પદર દિવસનું એ પ્રમાણે છ માસ સુધીનુ પ્રાયશ્ચિત્ત આપવુ છ માસથી અધિક તેનું પ્રાયશ્ચિત્ત આપવામા આવતુ નથી

**પરિકુંચના પ્રાયશ્ચિત્ત**—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ની અપેક્ષાએ અપરાધને છુપાવવો અથવા તેને બીજી રૂપ આપવુ તે પરિકુચના છે તેનું પ્રાયશ્ચિત્ત તે પરિકુચના પ્રાયશ્ચિત્ત કહેવાય છે

—ઠાણાંગ ૪ સૂત્ર ૨૬૩

## ૨૫૦-ચાર ભાવના

૧ મૈત્રી ભાવના, ૨ પ્રમોદ ભાવના,
૩ કરુણા-ભાવના, ૪ માધ્યસ્થ ભાવના

**મૈત્રીભાવના**—વિશ્વના સમસ્ત પ્રાણીઓ તરફ મિત્ર જેવો વ્યવહાર કરવો, વૈરભાવનો સર્વથા ત્યાગ કરવો તે મૈત્રી ભાવના છે વૈરભાવ દુ ખ ચિંતા અને ભયનું સ્થાન છે તે રાગદ્વેષને વધારે છે અને ચિત્તને વિક્ષિપ્ત રાખે છે તેથી વિપરીત મૈત્રી ભાવ ચિંતા અને ભયને નષ્ટ કરી અપૂર્વ શાન્તિ અને સુખને દેનાર છે મૈત્રી-ભાવથી મન સદા સ્વસ્થ અને પ્રસન્ન રહે છે

જગતના સર્વે પ્રાણીઓ સાથે મારા માતા-પિતા ભાઈ, પુત્ર, સ્ત્રી આદિના સબધો થઈ ચૂક્યા છે તે વાતનું સ્મરણ કરી મૈત્રી

ભાવને પુષ્ટિ આપવી જોઈએ. અપકારીઓ સાથે પણ એમ વિચારી મૈત્રી-ભાવના રાખવી કે જોકે ઘરનાં માણસો ખરાબ પણ છે તો પણ તેઓ મારાં જ રહે છે અને હું નિરંતર સદ્ભાવના સાથે તેમના હિતસાધનમાં તત્પર રહું છું. વિશ્વનાં પ્રાણી પણ મારા ઘરવાળાં બની ચૂક્યાં છે અને ભવિષ્યમાં બની પણ શકે છે. તેથી તેમની સાથે પણ મારો તો મૈત્રી-ભાવથી વ્યવહાર થવો જોઈએ. ખબર નથી કે હું આ સંસારમાં પરિભ્રમણ કરતો કરતો કેટલી વાર વિશ્વનાં પ્રાણીઓનો ઉપકૃત થયો હોઈશ! તેથી તે ઉપકારીઓ સાથે મૈત્રી-ભાવ રાખવો તે મારી ફરજ છે. જો વર્તમાનમાં તેઓ મને હાનિ પહોંચાડતા હોય તો પણ મારે તો પૂર્વ ઉપકારોનું સ્મરણ કરી મારા કર્તવ્યનું પાલન કરવું જોઈએ. પોતાના હળાહળ વિષથી યુક્ત ડંખ મારતા ચંડકૌશિક નાગનો પણ ઉદ્ધાર કરનાર ભગવાન શ્રી મહાવીર સ્વામીની જગતના ઉદ્ધારની ભાવનાનું સદા ધ્યાન રાખવું જોઈએ. જો મારી તરફથી કોઈનું અહિત થાય યા પ્રતિકૂળ વ્યવહાર થાય તો મારે તેની તત્કાળ શુદ્ધ ભાવથી ક્ષમા ચાહવી જોઈએ. તેથી પારસ્પરિક ભેદ નષ્ટ થઈ જાય છે. આથી સામો માણસ આપણા અહિતનો પ્રયત્ન કરતો નથી, અને આપણું ચિત્ત પણ શુદ્ધ થઈ જાય છે, અને તેની તરફથી હાનિ થવાની શંકા દૂર થાય છે.

આ મૈત્રીભાવ મનુષ્યનો સ્વાભાવિક ગુણ છે. વૈર કરવું તે પશુતા છે. મૈત્રીભાવનો પૂર્ણ વિકાસ થતાં સમીપસ્થ પ્રાણી પણ પારસ્પરિક વૈરભાવ ભૂલી જાય છે. તો શત્રુમાંથી મિત્ર બની જવું તે તો સાધારણ વાત છે. મૈત્રી-ભાવનાના વિકાસ માટે ચિત્તને નિર્મળ બનાવવું જોઈએ. ઘરનાં માણસોથી મૈત્રીભાવનો પ્રારંભ થાય છે, અને તે વધતાં વધતાં સંપૂર્ણ જગતમાં આ ભાવના પ્રસરી જાય છે, ત્યારે વિશ્વમાં આપણા આત્માનો કોઈ શત્રુ રહેતો નથી. આ કોટિએ

પરોપના આત્મા પૂર્ણ શાન્તિનો અનુભવ કરે છે તેથી હમેશ આ ભાવનામા દત્તચિત્ત રહી વૈરભાવને ભૂલવો જોઈએ આપણા આત્માની માફક જગતના સર્વ પ્રાણીઓ પણ દુ ખથી મુક્ત થાઓ તાત્પર્ય કે જે વાત આપણે આપણા આત્મા માટે ઇચ્છીએ તે વિષય સર્વ પ્રાણીઓ માટે પણ ઇચ્છવી વિશ્વના સર્વ પ્રાણીઓ મિત્ર જ દેખાય, એ જ મૈત્રીભાવના છે

પ્રમોદ-ભાવના—અધિક ગુણસંપન્ન મહા પુરુષોને જોઈ અને તેમના માન, પૂજા સત્કાર આદિ જોઈને હર્ષિત થવુ તે પ્રમોદ ભાવના ચિરકાળના અશુભ સસ્કારોથી આ મન ઇર્ષાળુ બની ગયુ છે, તેથી બીજાની ઉન્નતિ જોઈ શકતુ નથી પરન્તુ ઇર્ષા મહા દુર્ગુણ છે તેથી જીવ બીજાનું પતન જોઈ પ્રસન્ન થવા ઇચ્છે છે પણ તેના ઇચ્છવા માત્રથી કોઈનુ પતન થતુ નથી પરન્તુ આ મલિન ભાવના તેના સ્વામીને જ મલિન બનાવી તેનું પતન કરાવે છે, અને સદ્ગુણોને હરી લે છે ઈર્ષાળુ આત્મા સર્વને પોતાથી દરેક બાબતમા નીચા જોવા ઇચ્છા કરે છે પરન્તુ આ સંભવિત નથી ફક્ત તે હમેશા ઈર્ષાની આગથી બળ્યા કરે છે, અને પોતાના સ્વાસ્થ્ય અને ગુણોનો નાશ કરે છે જો આપણે એમ ઇચ્છીએ કે આપણી સપત્તિમા સર્વે હર્ષિત થાય, આપણી ઉન્નતિથી બધા પ્રસન્ન રહે આપણા ગુણો માટે બધાને પ્રેમ હોય તો આ ઇચ્છા ત્યારે પૂર્ણ થઈ શકે જ્યારે ઈર્ષા છોડી બીજાના ગુણો માટે આપણને પ્રેમ થાય, તેમની ઉન્નતિથી આપણામા પ્રસન્નતા આવે આથી એ લાભ થશે કે આપણી પ્રત્યે કોઈ ઈર્ષા કરશે નહિ અને જે પ્રસન્ન ગુણોથી આપણે પ્રસન્ન થઈએ તે ગુણ આપણને પણ પ્રાપ્ત થાય તેથી હમેશા ગુણવાન પુરુષ-જેવા કે અર્હિત ભગવાન સાધુ મહારાજ આદિનો ગુણાનુવાદ કરવો શ્રાવક વર્ગમા દાની, પરોપકારી આદિનો ગુણાનુવાદ કરવો તેમના

ગુણો પર પ્રસન્નતા પ્રગટ કરવી, તેમની ઉન્નતિથી હર્ષિત થવું, તેમની પ્રશંસા સાંભળી પ્રમોદ વ્યક્ત કરવો એ પ્રમોદ-ભાવના છે.

કરુણા-ભાવના—શારીરિક અને માનસિક દુઃખોથી દુઃખિત પ્રાણીઓનાં દુઃખને દૂર કરવાની ઇચ્છા રાખવી તે કરુણા-ભાવના છે. દીન, અપંગ, રોગી, નિર્બળ મનુષ્યોની સેવા કરવી, વૃદ્ધ, વિધવા અને અનાથ બાળકોને સહાયતા આપવી, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ આદિ દુર્ભિક્ષ વખતે અન્ન-જળ વિના દુઃખી થતાં મનુષ્યો માટે ખાવા-પીવાની વ્યવસ્થા કરવી, ઘરબાર વિનાનાને શરણ આપવું. મહામારી આદિના સમયે ઔષધિ પહોંચાડવી. સ્વજનોથી વિયોગ પામેલાને જોગ મેળવી આપવો, ભયભીત પ્રાણીઓના ભયને દૂર કરાવવો, વૃદ્ધ અને રોગી પશુઓની સેવા કરવી, યથાશક્તિ પ્રાણીઓનાં દુઃખ દૂર કરવાં તે સમર્થ માનવોનું કર્તવ્ય છે. ધન તથા શારીરિક અને માનસિક બળ હોવું ત્યારે સાર્થક છે કે જ્યારે તે ઉપરોક્ત જીવોના ઉધ્ધાર માટે લગાવવામાં આવે. સંસારમાં જે સુખ-ઐશ્વર્ય દેખાય છે તે બધું આ કરુણાજનિત પુણ્યના ફળસ્વરૂપ છે. ભવિષ્યમા તેની પ્રાપ્તિ પુણ્યના બળ ઉપર જ અવલંબે છે. જે લોકો પૂર્વપુણ્યના બળે તપબળ, ધનબળ અને મનોબળ મેળવી તેનો ઉપયોગ બીજાનાં દુઃખ દૂર કરવામાં ન કરે તેઓ ભવિષ્યમા મળના સુખોને પોતાના જ હાથે રોકે છે.

કરુણા-દયાભાવ જૈન દર્શનમાં સમ્યગ્ દર્શનનુ લક્ષણ માનવામા આવે છે. ઇતર ધર્મોમાં પણ તેને ધર્મરૂપ વૃક્ષનું મૂળ બતાવ્યુ છે. દયા વિના ધર્મારાધન અસંભવ છે. તેથી ધર્માર્થી અને સુખાર્થી સમર્થ આત્માઓએ યથાશક્તિ દુઃખી પ્રાણીઓનાં દુઃખો દૂર કરવાં જોઇએ અસમર્થ માણસોએ પણ દુઃખ દૂર કરવાની ભાવના તો અવશ્ય રાખવી જ જોઈએ. પ્રસંગ મળતાં તેને ક્રિયાત્મક રૂપ આપવુ

જોઈએ. આ પ્રમાણે ધનહીન, દુઃખી, બળહીન આત્માઓના દુઃખને દૂર કરવાની બુદ્ધિ તે કરુણા-ભાવના છે.

**માધ્યસ્થ-ભાવના**—મનોજ્ઞ અને અમનોજ્ઞ પદાર્થ અને ઇષ્ટ અને અનિષ્ટ માનવોના સંયોગ વિયોગમા રાગદ્વેષ ન કરવો તે માધ્યસ્થ ભાવના છે આ ભાવના આત્માને પૂર્ણ શક્તિ આપે છે માધ્યસ્થ ભાવથી ભાવિત આત્મા પર ભલાબૂરાની કોઈ અસર બળબર તે પ્રમાણે ન પડે જે પ્રમાણે દર્પણ પર પ્રતિબિમ્બિત પદાર્થોની અસર થતી નથી અર્થાત્ જેમ દર્પણ પહાડનુ પ્રતિબિંબ ગ્રહણ કરી પહાડના ભારથી દબાતું નથી, અથવા સમુદ્રનુ પ્રતિબિંબ ગ્રહણ કરી ભીંજાતું નથી, તેવી રીતે રાગદ્વેષનો ત્યાગ કરી માધ્યસ્થ-ભાવનાનું અવલબન લેનાર આત્મા સારા-નરસા પદાર્થ અને સંયોગોને કર્મનો ખેલ સમજી સમભાવથી તેનો સામનો કરે છે, પરન્તુ તેનાથી પોતાના આત્મભાવને ચચળ બનવા દેતો નથી સસારના બધા પદાર્થો નશ્વર છે, સંયોગ અસ્થાયી છે, મનુષ્ય પણ સારાનો નરસો અને નરસાનો સારો બને છે, તો પછી રાગ દ્વેષનુ પાત્ર છે જ ક્યાં?

બીજી વાત એ છે કે ઇષ્ટ અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિ, સંયોગ, વિયોગ આદિ શુભાશુભ કર્મજનિત છે, તે તો નિયત કાળ સુધી રહેશે અને રહેશે જ રાગ કરવાથી કોઈ પદાર્થ આપણી સાથે હમેશા રહેવાનો નથી, કે દ્વેષ કરવાથી કોઈ પદાર્થનો આપણાથી વિયોગ થઈ જતો નથી જો આત્મા અશુભ ઇચ્છતો નથી તો તેણે અશુભ કર્મ કરવુ ન હતું અશુભ કર્મ કરી તેના અશુભ ફળને રોકવાની શક્તિ પ્રાણીઓમા નથી જીભ ઉપર મરચા રાખી તેની તીખાશથી મુક્ત રહેવા ઇચ્છવુ તે અજ્ઞાનતા છે શુભાશુભ કર્મજનિત ઇષ્ટ-અનિષ્ટ પદાર્થના વિયોગ અને સંયોગમા રાગ દ્વેષનો ત્યાગ કરવો (ઉપેક્ષા ભાવ રાખવો) તે માધ્યસ્થ-ભાવના છે

જગતનાં જે પ્રાણી વિપરીત વૃત્તિવાળાં છે તેમને સુધારવા યત્ન કરવો તે માનવકર્તવ્ય છે. એમ કરવાથી આપણે તેને જ સુધારતા નથી, પણ તેના કુમાર્ગગામી થવાથી ઉત્પન્ન થયેલ અવ્યવસ્થા અને આપણા સાથીઓની અસુવિધાઓને દૂર કરીએ છીએ. તેથી પ્રત્યેક મનુષ્યે સહનશીલ થવું જોઇએ. કુમાર્ગગામી પુરુષ અમારી સુધાર-ભાવનાને વિપરીતરૂપે જોઈ આપણને ભલા-બૂરા કહી શકે છે. હાનિ પહોંચાડવાનો યત્ન પણ કરી શકે છે. તે વખતે સહનશીલતા ધારણ કરવી તે સુધારકનું કર્તવ્ય છે. આ સહનશીલતામાં કમજોરી નહિ, પણ આત્મ-બળનો પ્રકાશ ઝળકે છે. આવે સમયે એવું વિચારી સુધારકની સુધાર-ભાવના વધારે મજબૂત થાય છે કે જ્યારે તે પોતાના ખરાબ સ્વભાવને છોડતો નથી તો હું મારો સારો સ્વભાવ કેમ છોડું? જો સુધારક સહનશીલ નહિ હોય તો તેનું પોતાના ઉદ્દેશથી પતન થવાનું. પાપથી ઘૃણા કરવી જોઇએ, પાપીથી નહિ. તેથી ઘૃણા યોગ્ય પાપને દૂર કરવાનો પ્રયત્ન કરવો, પરન્તુ પાપીને કોઇ રીતે કષ્ટ પહોંચાડવું ન જોઇએ. મેલાં કપડાંની શુદ્ધિ તેને ફાડી નાખવાથી થતી નથી, પરન્તુ પાણી દ્વારા કોમળ કરવાથી થાય છે. આ પ્રમાણે પાપીને કોમળ ઉપાયથી સુધારવો જોઇએ, સખ્ત ઉપાયોથી નહિ પરન્તુ સખ્ત અને કઠોર ઉપાય લેવા પણ પડે તો તે કઠોરતા બાહ્ય હોવી જોઇએ. અંતરમાં તો કોમળતા જ રહેવી જોઇએ. આ પ્રમાણે વિપરીત વૃત્તિ-વાળા પતિત આત્માઓને સુધારવા યત્ન કરવો જોઇએ. જો તેમા સફળતા પ્રાપ્ત ન થાય તો તેના આત્માના અશુભ કર્મોની પ્રબળતા સમજી ઉદાસીનતા ધારણ કરવી જોઈએ. એ જ માધ્યસ્થ-ભાવના છે.

—ભાવનાશતક

—કર્તવ્યકૌમુદી ભા. ૨, શ્લોક ૩૫-૫૫

## ૨૫૧-બંધની વ્યાખ્યા અને તેના ભેદ

જેવી રીતે કોઈ વ્યક્તિ પોતાના શરીર ઉપર તેલ લગાવી ધૂળમા આળોટે તો ધૂળ તેના શરીરને ચોટી જાય છે, તે પ્રમાણે મિથ્યાત્વ, કષાય, યોગ આદિથી જીવના પ્રદેશોમા જ્યારે હલચલ મચે છે ત્યારે જે આકાશમા આત્માના પ્રદેશ રહેલા હોય ત્યા ॥ અનત અનત કર્મ યોગ્ય પુદ્ગળપરમાણુ જીવના એકએક પ્રદેશ સાથે બધાઈ જાય છે કર્મ અને આત્મા આ પ્રમાણે મળી જાય છે જેમ દૂધ અને પાણી, અગ્નિ અને લોહ પિંડ પરસ્પર એક થઇ મળી જાય છે, તેવી રીતે આત્માનો કર્મો સાથેનો આ સબધ થાય છે, તે બન્ધ કહેવાય છે

તેના ચાર ભેદ —

૧ પ્રકૃતિબધ, ૨ સ્થિતિબધ,
૩ અનુભાગબધ, ૪ પ્રદેશબધ

**પ્રકૃતિબંધ**—જીવે ગ્રહણ કરેલા કર્મ પુદ્ગળોમા જુદા જુદા સ્વભાવોનુ અર્થાત્ શક્તિઓનુ પેદા થવુ તે પ્રકૃતિબધ કહેવાય

**સ્થિતિબંધ**—જીવે ગ્રહણ કરેલા કર્મપુદ્ગળો અમુક વખત સુધી પોતાના સ્વભાવનો ત્યાગ ન કરી જીવ સાથે જ રહે તે કાળ મર્યાદાને સ્થિતિબધ કહે છે

**અનુભાગબંધ**—આને અનુભાગબધ અથવા અનુભવ બધ પણ કહે છે જીવે ગ્રહણ કરેલા કર્મ પુદ્ગળોમા તરતમ ભાવ અર્થાત્ ફળ આપવાની ન્યૂનાધિક શક્તિ હોવી તે અનુભાગબધ કહેવાય છે

**પ્રદેશબંધ**—જીવની સાથે ન્યૂનાધિક પરમાણુવાળા કર્મ સ્કધોનો સ બધ થવો તે પ્રદેશબધ કહેવાય છે

—ઠાણાગ ૪ સૂત્ર ૨૯૬
—કર્મગ્રન્થ ભાગ ૧

## ૨૫૨-ચારે ય બંધ સમજાવવા મોદકનું દૃષ્ટાંત

સૂંઠ, પીપર, તીખાં પ્રમુખ પદાર્થ નાખી મોદક બનાવ્યો હોય તો તે વાયુનો નાશ કરે છે. એવી રીતે પિત્તનાશક પદાર્થોથી બનેલ મોદક પિત્તનો, તેમજ કફનાશક પદાર્થોથી બનેલ મોદક કફનો નાશ કરે છે, તે તેનો સ્વભાવ જાણવો. તેવી રીતે આત્માથી ગ્રહણ કરાએલ કર્મપુદ્‌ગલોમાંથી કોઈમાં જ્ઞાન ગુણને આચ્છાદાન કરવાની શક્તિ પેદા થાય છે, કોઇમા દર્શન ગુણઘાત કરવાની, તો કોઇમાં આત્માની અનંત શક્તિનો ઘાત કરવાની. આ પ્રમાણે ભિન્નભિન્ન કર્મપુદ્‌ગલોમાં ભિન્નભિન્ન પ્રકારની પ્રકૃતિઓના બંધને **પ્રકૃતિબંધ** કહે છે.

જેમ તે જ મોદક પક્ષ, માસ, બે માસ પોતાના સ્વભાવમાં રહે છે ત્યાર બાદ વિકૃત થઈ જાય છે, તે પ્રમાણે કર્મોની પણ કાળમર્યાદા હોય છે, જેને **સ્થિતિબંધ** કહે છે. સ્થિતિ પૂર્ણ થતાં કર્મ આત્માથી જુદાં પડી જાય છે.

કોઈ મોદક રસમાં અધિક મધુર હોય તો કોઈ થોડો કોઈ રસમાં અધિક કડવો હોય તો કોઇ થોડો. જે પ્રમાણે મોદકમા રસોની ન્યૂનાધિકતા હોય છે તે પ્રમાણે કોઈ કર્મદળોમાં શુભ રસ અધિક અને કોઇમાં થોડો. કોઈ કર્મદળોમાં અશુભ રસ અધિક અને કોઇમાં થોડો. આ પ્રમાણે કર્મોમાં તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ, મન્દ, મન્દતર, મન્દતમ શુભાશુભ રસોનો બંધ હોવો તે રસબંધ છે. તેને **અનુભાગ-બંધ** કહે છે.

કોઇ મોદક પરિમાણમાં બે તોલાનો, કોઇ પાંચ તોલા અને કોઈ પાશેરનો હોય છે. આ પ્રમાણે ભિન્નભિન્ન કર્મદળોમાં પરમાણુ-ઓની સંખ્યા ન્યૂનાધિક હોવી તે **પ્રદેશબંધ** કહેવાય છે.

એટલુ વધારે જાણવુ જરૂરી છે કે જીવ અખ્યાત, અસંખ્યાત અને અનત પરમાણુઓથી બનેલ કાર્માણ સ્કન્ધોને ગ્રહણ કરતો નથી પરન્તુ અનન્તાનન્ત પરમાણુવાળા સ્કધને ગ્રહણ કરે છે.

—ઠાણાગ ૪, સૂત્ર ૨૯૬
—કર્મગ્રન્થ ભાગ ૧લો.

## ૨૫૩-ઉપક્રમની વ્યાખ્યા અને ભેદ

ઉપક્રમનો અર્થ આરભ છે. વસ્તુ-પરિકર્મ અને વસ્તુવિનાશને પણ ઉપક્રમ કહે છે. ઉપક્રમના ચાર ભેદ —

૧ બધનોપક્રમ, ૨ ઉદીરણોપક્રમ,
૩. ઉપશમનોપક્રમ, ૪ વિપરિણામનોપક્રમ

**બંધનોપક્રમ**—કર્મપુદ્ગલ અને જીવના પરસ્પર સબધ થવાને બધન કહે છે તેના આરભને બધનોપક્રમ કહે છે અથવા અવ્યવસ્થિત અવસ્થામા રહેલા કર્મોને આત્મા સાથે સંબધિત અવસ્થાવાળા બનાવવા તે બધનોપક્રમ છે

**ઉદીરણોપક્રમ**—વિપાક અર્થાત્ ફળ દેવાનો સમય ન હોવા છતા કર્મોના ફળ ભોગવવા માટે પ્રયત્નવિશેષથી તેને ઉદય અવસ્થામા પ્રવેશ કરાવવો તે ઉદીરણા છે ઉદીરણાના પ્રારભને ઉદીરણોપક્રમ કહે છે.

**ઉપશમનોપક્રમ**—કર્મ ઉદય, ઉદીરણા, નિધત્તકરણ અને નિકાચના કરણને યોગ્ય બની જાય એ પ્રમાણે તેમને સ્થાપવા તે ઉપશમન છે તેનો આરભ ઉપશમનોપક્રમ કહેવાય છે આમા આવર્તન, ઉદ્વર્તન અને સંક્રમણ એ ત્રણ કરણ હોય છે

**વિપરિણામનોપક્રમ**—સત્તા, ઉદય, ક્ષય, ક્ષયોપશમ, ઉદ્વર્તના, અપવર્તના આદિ દ્વારા કર્મોનાં પરિણામને બદલી નાખવાં તે વિપરિણામનોપક્રમ છે. અથવા ગિરિ નદી પાષાણની માફક સ્વાભાવિક રૂપથી અથવા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આદિથી અથવા કરણવિશેષથી કર્મોનું એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં બદલાઈ જવું તે વિપરિણામના છે. તેનો ઉપક્રમ (આરંભ) વિપરિણામનોપક્રમ છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૯૬

## ૨૫૪-સંક્રમ (સંક્રમણ)

જીવ જે જે પ્રકૃતિ બાંધે છે તેના વિપાકમાં વીર્યવિશેષથી અન્ય પ્રકૃતિનાં દળો(કર્મપુદ્ગલો)ને પરિણત કરવા તે સંક્રમ કહેવાય છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૯૬

જે વીર્યવિશેષથી કર્મ એક સ્વરૂપને છોડી બીજા સજાતીય સ્વરૂપને પ્રાપ્ત કરે છે તે વીર્યવિશેષનું નામ સંક્રમણ છે. આ પ્રમાણે એક કર્મ-પ્રકૃતિનું બીજી સજાતીય કર્મ-પ્રકૃતિરૂપ બની જવું તે પણ સંક્રમણ છે. જેમકે મતિ જ્ઞાનાવરણીયનું શ્રુત જ્ઞાનાવરણીય અથવા શ્રુત જ્ઞાનાવરણીયનું મતિ જ્ઞાનાવરણીય કર્મરૂપમાં બદલાઈ જવું તે બન્ને કર્મ-પ્રકૃતિઓ જ્ઞાનાવરણીય કર્મનો ભેદ હોવાથી પરસ્પર સજાતીય છે.

—કર્મગ્રન્થ ભાગ-૨

તેના ચાર ભેદ છે:—

૧. પ્રકૃતિ સંક્રમ, ૨. સ્થિતિ સંક્રમ,
૩. અનુભાગ સંક્રમ, ૪. પ્રદેશ સંક્રમ.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૯૬

સ્નેહ રહિત સંસારસમુદ્રને પાર કરવાની ઇચ્છાવાળો, ઉપધાન તપવાળો, દુઃખ અને તેનાં કારણભૂત કર્મોનો ક્ષય કરનાર, આભ્યતર તપ અને શુભ ધ્યાનવાળો હોય છે. તે શ્રી વર્ધમાન સ્વામીની માફક ઘોર તપ કરતો નથી, ને પરિષહ ઉપસર્ગજનિત ઘોર વેદના સહન કરે છે. આ પ્રમાણે તે આત્મા દીર્ઘ દીક્ષા પર્યાય પાળી સિદ્ધ થાય છે, બુદ્ધ થાય છે, મુક્ત થાય છે, નિર્વાણને પ્રાપ્ત કરે છે, અને સર્વ દુઃખોનો અંત કરે છે. જેમકે ભરત મહારાજ. તેઓશ્રી લઘુ કર્મવાળા બની સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવી, ચક્રવર્તી બન્યા. ચક્રવર્તી અવસ્થામાં જ કેવળ જ્ઞાન ઉત્પન્ન કરી તેમણે એક લાખ પૂર્વની દીક્ષા પાળી, અને વિના ઘોર તપ કર્યે અને વિના વિશેષ કષ્ટ સહન કર્યે મોક્ષ પધાર્યા.

*બીજી અંતક્રિયા*—કોઈ પુરુષ મહાકર્મવાળો બની મનુષ્યભવમાં ઉત્પન્ન થાય છે. દીક્ષિત થઈ શુભ ધ્યાનવાળો બને છે. મહાકર્મવાળો હોવાથી તેને ખપાવવા ઘોર તપ કરે છે, અને ઘોર વેદના સહન કરે છે. આ પ્રમાણે તે પુરુષ થોડી જ દીક્ષા પામી સિદ્ધ થાય છે, અને સર્વ દુઃખનો અંત કરે છે. જેમકે ગજસુકુમારે ભગવાન અરિષ્ટનેમિ પાસે દીક્ષા લઇ સ્મશાન ભૂમિમાં કાયોત્સર્ગરૂપ મહાતપનો પ્રારંભ કરી, શિર પર રાખેલ જાજ્વલ્યમાન અંગારાથી ઉત્પન્ન થતી અત્યંત તાપવેદના સહન કરી અલ્પ દીક્ષા પર્યાયથી જ તે સિદ્ધ થયા.

*ત્રીજી અંતક્રિયા*—કોઈ પુરુષ મહાકર્મવાળો બની ઉત્પન્ન થાય છે. તે દીક્ષા લઈ શુભ ધ્યાન કરનાર બને છે. મહાકર્મવાળો હોવાથી ઘોર તપ કરે છે અને ઘોર કષ્ટ સહન કરે છે. આ પ્રમાણે તે પુરુષ દીર્ઘ દીક્ષા પર્યાય પાળી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે. જેમકે સનતકુમાર ચક્રવર્તી. તેમણે દીક્ષા લઈ કર્મ ક્ષય કરવા ઘોર તપ આદર્યું,

અને શરીરમાં થયેલા રોગોની ઘોર વેદના પણ સહન કરી, અને દીર્ઘ કાળ સુધી દીક્ષા-પર્યાય પાળી. કર્મ અધિક હોવાથી લાંબો વખત સુધી તપસ્યા કરીને મોક્ષ સિધાયાં.

**ચોથી અંતક્રિયા**—કોઈ પુરુષ અલ્પ કર્મવાળો બની ઉત્પન્ન થયો. તે દીક્ષા લઈ શુભ ધ્યાનવાળો બને છે. તે પુરુષ ન ઘોર તપ કરે છે, ન ઘોર વેદના સહે છે. આ પ્રમાણે તે પુરુષ અલ્પ દીક્ષા-પર્યાય પાળી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બને છે. જેમકે મરુદેવી માતા. મરુદેવી માતાના કર્મો પ્રાયઃ ક્ષીણ હતાં જ; તેથી વગર તપ કર્યે કે વેદના સહન કર્યે, હાથી પર બિરાજતાં જ સિદ્ધ બન્યા.

ઉપરોક્ત દૃષ્ટાંત દેશ દૃષ્ટાંત છે, તેથી બધી બાબતોમાં સાધર્મ્ય નથી. જેમકે મરુદેવી માતા મુંડિત ન બન્યાં ઇત્યાદિ. પણ ભાવમાં સમાનતા છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૩૫

## ૨૫૯—ભાવ-દુઃખ-શય્યાના ચાર પ્રકાર

પલંગ, બિછાનું વગેરે બરાબર ન હોય તો દુઃખકારી લાગે છે. પણ તે દ્રવ્યથી દુઃખ શય્યા છે. મન શ્રમણ-સ્વભાવ જેવું ન હોય તો તે ભાવ-દુઃખ-શય્યા છે. ભાવ-દુઃખ-શૈયા ચાર છે.

**પહેલી દુઃખ-શય્યા**—કોઈ ભારે કર્મી મનુષ્યે દીક્ષા લીધી. ત્યાર બાદ નિર્ગ્રન્થ પ્રવચનમાં શંકા, આકાંક્ષા (પારકો મત સારો છે આદિ) વિચિકિત્સા (ધર્મફળ સંબંધી સન્દેહ) લાવે છે, અને જિન-શાસનમાં બતાવેલ ભાવ તે પ્રમાણે છે કે કેમ એ પ્રમાણે ચિત્ત ડામાડોળ થાય છે. કલુષિત અર્થાત્ વિપરીત ભાવ આવે છે જિન-પ્રવચન પર શ્રદ્ધા,

પ્રતીતિ અને રુચિ કરતો નથી, અને મનનાં પરિણામો ઊંચાં નીચાં થાય છે, તેથી તે ધર્મથી ભ્રષ્ટ બને છે. આ પ્રમાણે તે પુરા શ્રમણતારૂપી શય્યામાં દુ:ખથી રહે છે.

**બીજી દુ:ખ-શય્યા**—કોઈ ભારે કર્મી મનુષ્ય પ્રવ્રજ્યા લઈ પોતાના લાભથી સંતુષ્ટ રહેતો નથી તે અસંતોષી બની બીજાના લાભમાંથી 'તે મને આપશે' એવી ઇચ્છા રાખે છે તે મને દે તો હુ ભોગવું એવી ઇચ્છા બની રહે છે તેને માટે યાચના કરે છે અને અતિ અભિલાષા રાખે છે. વસ્તુ મળવાથી તેથી પણ વિશેષ માટે ઇચ્છા રાખે છે આ પ્રમાણે બીજાના લાભમાંથી આશા, ઇચ્છા, યાચના અને અભિલાષા કરતા મનને ઊંચુનીચુ કરે છે. તેથી કરી તે ધર્મથી ભ્રષ્ટ બની જાય છે. આ બીજી દુ:ખ-શય્યા છે.

**ત્રીજી દુ:ખ-શય્યા**—કોઈ કર્મબહુલ પ્રાણી દીક્ષા લઈ દેવ તથા મનુષ્ય સબંધી કામ-ભોગ મળવાની આશા કરે છે. યાચના અને અભિલાષા કરે છે. આ પ્રમાણે કરીને તે પોતાનું મન ઊંચુનીચું કરે છે અને ધર્મથી ભ્રષ્ટ બને છે. આ ત્રીજી દુ:ખ-શય્યા છે

**ચોથી દુ:ખ-શય્યા**—કોઈ ગુરુકર્મી જીવ સંયમ અંગીકાર કરી વિચાર કરે છે કે જ્યારે હુ ગૃહસ્થ વાસમા હતો ત્યારે મારા શરીરે માલિશ થતું હતું, તેલ વગેરે લગાવાતા હતા, સ્નાન થતુ હતુ, પણ હવે મુનિપણામા તે બધુ મને પ્રાપ્ત થતુ નથી. આ પ્રમાણે તેની આશા, અભિલાષા કરે છે, અને મનના પરિણામો ઊંચાનીચા કરે છે અને ધર્મભ્રષ્ટ બને છે. આ ચોથી દુ:ખ-શય્યા છે

શ્રમણોએ આ ચારેય દુ:ખ શય્યા છોડી સંયમમા મનને સ્થિર બનાવવુ જોઈએ.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૨૫

## ૨૬૦-ચાર સુખ-શય્યા

ઉપર બતાવેલ દુઃખ-શય્યાથી વિપરીત સુખ-શય્યા જાણવી. તે સંક્ષેપમાં આ પ્રમાણે છે:-

(૧) જિન-પ્રવચન પર શંકા, કાંક્ષા, વિચિકિત્સા નહિ કરતાં, અને ચિત્તને કલુષિત નહિ બનાવતાં, સાધુમુનિ નિર્ગ્રન્થ પ્રવચન પર શ્રદ્ધા, પ્રતીતિ અને રુચિ કરે, અને મનને સંયમમાં સ્થિર રાખે, તેથી તે ધર્મમાં અધિક દઢ બને છે. તે પહેલી સુખ શય્યા છે.

(૨) પોતાના લાભમાં સાધુ સંતુષ્ટ રહે. બીજાના લાભમાંથી આશા અને અભિલાષા ન કરે. તે સંતોષી સાધુનું મન સંયમમાં સ્થિર રહે છે અને ધર્મથી ભ્રષ્ટ થતા નથી તે બીજી સુખ શય્યા છે.

(૩) સાધુ દેવતા કે મનુષ્ય સંબંધી કામભોગની આશા અને અભિલાષા કરે નહિ. તેથી મન સંયમમાં સ્થિર રહે છે. આ ત્રીજી સુખ-શય્યા છે.

(૪) સાધુ એમ વિચારે કે જ્યારે હષ્ટ, નીરોગી, બળવાન શરીરવાળા અરિહંત ભગવાન આશંસા દોષ રહિત તેમજ ઉદાર, કલ્યાણકારી, દીર્ઘકાલીન, મહાપ્રભાવશાળી, કર્મોના ક્ષય કરનાર તપને સંયમપૂર્વક આદરભાવથી અંગીકાર કરે છે, તો શું મને કેશલોચ, બ્રહ્મચર્ય આદિથી થતી આભ્યુપગમિકી, અને જ્વર, અતિસાર આદિ રોગોથી થતી ઔપક્રમિકી વેદનાને શાન્તિપૂર્વક, દૈન્યભાવ ન દર્શાવતા, કોઈ ઉપર ક્રોધ કર્યા વિના, સમ્યક્ પ્રકારથી સમભાવપૂર્વક સહન કરવી ન જોઈએ? આ વેદનાને સમ્યક્ પ્રકારે સહન ન કરીને હું એકાન્ત

પાપ સિવાય બીજું શું ઉપાર્જન કરવાનો હતો? જો હું એ વેદના સમ્યક્ પ્રકારે સહન કરી લઉં તો શું મને એકાંત નિર્જરા થશે નહિ? આ પ્રમાણે વિચાર કરી બ્રહ્મચર્યવ્રતના દૂષણરૂપ મર્દન આદિની આશા, ઇચ્છાનો ત્યાગ કરવો જોઇએ; અને તેના અભાવથી પ્રાપ્ત વેદના અને અન્ય પ્રકારની વેદનાને સમ્યક્ પ્રકારે સહન કરવી જોઇએ આ ચોથી સુખ-શય્યા છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૨૫

## ૨૬૨-ચાર કારણો(સ્થાન)થી હાસ્યની ઉત્પત્તિ

મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતા હાસ્યરૂપ વિકાર અર્થાત્ હાસ્યની ઉત્પત્તિ ચાર પ્રકારે થાય છેઃ-

૧. દર્શનથી,　　૨. ભાષણથી,
૩. શ્રવણથી,　　૪. સ્મરણથી.

**દર્શન**-વિદૂષક, બહુરૂપી આદિની હાસ્યજનક ચેષ્ટા જોઇને હાસ્ય ઉત્પન્ન થાય

**ભાષણ**-હાસ્ય ઉત્પાદક વચન કહેવાથી હસવું આવે.

**શ્રવણ**-હાસ્યજનક કોઇનાં વચન સાંભળીને હાસ્ય ઉત્પન્ન થાય

**સ્મરણ**-હાસ્યજનક કોઇ વાત યા ચેષ્ટા યાદ કરવાથી હાસ્ય ઉત્પન્ન થાય.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૬૯

## ૨૬૨-ગુણલોપનાં ચાર સ્થાન

ચાર પ્રકારે બીજાના વિદ્યમાન ગુણોનો લોપ કરવામાં આવે છેઃ—

૧. ક્રોધથી.

૨. બીજાની પૂજા-પ્રતિષ્ઠા ન સહન કરી શકવાથી, ઈર્ષાથી.

૩. અકૃતજ્ઞતાથી.

૪. વિપરીત જ્ઞાનથી.

— ઠાણાંગ ૪, સૂત્ર ૩૭૦

## ૨૬૩-ગુણપ્રકાશનાં ચાર સ્થાન

ચાર પ્રકારે બીજાના વિદ્યમાન ગુણો પ્રકાશિત કરવામાં આવે છેઃ—

૧. અભ્યાસ અર્થાત્ આગ્રહવશ, અથવા ગુણી પુરુષની સમીપ રહેવાથી.

૨. બીજાના અભિપ્રાયથી અનુકૂળ વ્યવહાર કરવા માટે.

૩. ઇષ્ટ કાર્યમાં બીજાને અનુકૂળ કરવા માટે.

૪. આપણો ગુણ બીજાએ પ્રકાશ કરી ઉપકાર કર્યો તે અથવા બીજા ઉપકારનો બદલો ચૂકવવા બીજાના ગુણ પ્રકાશિત કરવા.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૭૦

## ૨૬૪-ચાર પ્રકારનો નરકનો આહાર

૧. અંગારા જેવો આહાર—થોડા વખત સુધી દાહ થાય માટે.

૨. ભભકતા અગ્નિ જેવો આહાર—અધિક કાળ સુધી દાહ થાય છે માટે.

૩. ઠંડો આહાર—શીત વેદના ઉત્પન્ન કરે છે માટે

૪. હીમશીતલ આહાર—અત્યત શીત વેદનાજનક છે માટે

—ઠાણાગ ૪, સૂત્ર ૩૪૦

## ૨૬૫-ચાર પ્રકારનો તિર્યંચનો આહાર

૧. કંકોપમ—જેમ કક પક્ષીને મુશ્કેલથી પાચન થનાર આહાર પણ સુભક્ષ થાય છે, અને સુખે પાચન થઇ જાય છે એવી રીતે તિર્યંચનો સુભક્ષ અને સુખાકારી પરિણામવાળો આહાર કંકોપમ આહાર છે

૨. બીલોપમ—જે આહાર બીલ માફક ગળામા રસનો સ્વાદ આપ્યા વિના શીઘ્ર ઉતરી જાય છે

૩. માતંગ-માંસોપમ—જેમ ચડાળનુ માસ અસ્પૃશ્ય હોવાથી ઘૃણાના કારણે બહુ મુશ્કેલીથી ખવાય છે તેવી રીતે જે આહાર મુશ્કેલીથી ખવાય તે માતગ માંસોપમ આહાર છે

૪. પુત્ર માંસોપમ—જેવી રીતે સ્નેહ હોવાથી પુત્રનુ માંસ બહુ જ મુશ્કેલીથી ખવાય તેવી રીતે જે આહાર બહુ જ મુશ્કેલીથી ખવાય તે પુત્ર માંસોપમ આહાર છે

—ઠાણાગ ૪ સૂત્ર ૩૪૦

## ૨૬૬-ચાર પ્રકારનો મનુષ્યનો આહાર

૧ અશન, ૨ પાન,
૩ ખાદિમ, ૪ સ્વાદિમ

૧. દાળ, રોટલી, ભાત, શાક વગેરે અશન કહેવાય છે.

૨. પાણી વગેરે પેય પદાર્થ પાન કહેવાય છે.

૩. ફળ મેવા વગેરે આહાર ખાદિમ કહેવાય છે.

૪. પાન, સોપારી, એલાયચી વગેરે સ્વાદિમ કહેવાય છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૪૦

## ૨૬૭-ચાર પ્રકારના દેવતાના આહાર

૧. શુભ વર્ણ, ૨. શુભ ગંધ, ૩. શુભ રસ, ૪. શુભ સ્પર્શ

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૪૦

## ૨૬૮-ચાર પ્રકારની વસ્તુઓ

૧. ગણિમ—જે ચીજનો ગણત્રીથી વેપાર થાય તે ગણિમ. જેમકે નાળિયેર વગેરે.

૨. ધરિમ—જે વસ્તુનો તોળીને વ્યાપાર થઈ શકે તે ધરિમ. જેમકે ઘઉં, ચોખા, ખાંડ વગેરે.

૩. મેય—જે ચીજનો વ્યવહાર પાયલી આદીથી અથવા હાથ, ગજ, વાર વગેરેથી માપ કરી થાય તે મેય. જેમકે કપડું વગેરે. જ્યાં અનાજ પાયલી વગેરેથી માપીને અપાય છે ત્યાં તે પણ મેય છે.

૪. પરિચ્છેદ્ય—ગુણની પરીક્ષા કરી તેનું મૂલ્યાંકન થાય તે પરિચ્છેદ્ય. જેમકે ઝવેરાત. કીમતી વસ્ત્ર વગેરે જેની ગુણપરીક્ષા પ્રધાન છે તે પણ પરિચ્છેદ્ય મનાય છે.

—જ્ઞાતાસૂત્ર, પ્રથમ સ્કંધ, અધ. ૮

## ૨૬૯-ચાર વ્યાધિ

૧. વાતની વ્યાધિ, ૨. પિત્તની વ્યાધિ,
૩. કફની વ્યાધિ, ૪. સન્નિપાતની વ્યાધિ.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૪૩

## ૨૭૦-ચાર પુદ્ગળ-પરિણામ

પુદ્ગલોના પરિણામ અર્થાત્ એકમાંથી બીજી અવસ્થામાં જવાના ચાર પ્રકાર છે:—

૧. વર્ણ પરિણામ, ૨. ગંધ-પરિણામ,
૩. રસ-પરિણામ, ૪. સ્પર્શ-પરિણામ.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૬૫

## ૨૭૧-લોકની વ્યવસ્થા ચાર પ્રકારે

૧. આકાશ ઉપર ઘનવાત, તનુવાત, રૂપવાત (વાયુ) રહેલ છે.
૨ વાયુ પર ઘનોદધિ રહેલ છે.
૩. ઘનોદધિ પર પૃથ્વી રહેલી છે
૪. પૃથ્વી પર ત્રસ અને સ્થાવર પ્રાણીઓ રહેલાં છે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૨૮૬

## ૨૭૨-ચાર કારણોથી જીવ અને પુદ્ગળ લોકની બહાર જવા અસમર્થ છે.

૧. ગતિના અભાવથી, ૨. નિરૂપગ્રહ હોવાથી,
૩. રૂક્ષતાથી. ૪. લોક-મર્યાદાથી.

**ગતિના અભાવથી**—જીવ અને પુદ્ગળનો સ્વભાવ લોકની બહાર જવાનો નથી. જેવી રીતે દીવાની જ્યોતિ સ્વભાવતઃ નીચે જતી નથી.

**નિરૂપગ્રહ હોવાથી**—જીવ અને પુદ્ગળના ગમનમાં સહાયક "ધર્માસ્તિકાય"નો લોકની બહાર અભાવ હોવાથી જીવ અને પુદ્ગળ લોકની બહાર જઈ શકતાં નથી. જેવી રીતે ગાડી વગર અપંગ માણસ જઈ ન શકે.

**રુક્ષતાની**—લોકના અંત સુધી જઈ પુદ્ગળ એવું રુક્ષ બની જાય છે કે આગળ જવાનું સામર્થ્ય જ રહેતું નથી. કર્મ-પુદ્ગળોના રુક્ષ બની જવાથી જીવ પણ એવો જ થઇ જાય છે. તેથી તે પણ લોકની બહાર જઇ શકતો નથી. સિદ્ધ આત્મા તો ધર્માસ્તિકાયનો આધાર ન હોવાથી જ આગળ જઇ શકતો નથી.

**લોકમર્યાદાથી**—લોકમર્યાદા એવી છે કે જીવ અને પુદ્ગલ લોકની બહાર ન જાય. જેવી રીતે સૂર્યમંડળ પોતાનો માર્ગ છોડી બીજે રસ્તે ન જાય.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૩૭

## ૨૭૩-ભાષાના ચાર ભેદ

૧. સત્ય ભાષા, ૨. અસત્ય ભાષા,
૩. સત્યાસત્ય (મિશ્ર) ભાષા, ૪. અસત્યામૃષા (વ્યવહાર) ભાષા.

**સત્ય ભાષા**—વિદ્યમાન જીવાદિ પદાર્થોનું યથાર્થ સ્વરૂપ કહેવું તે સત્ય ભાષા છે. અથવા સત્ય અર્થાત્ મુનિઓ માટે હિતકારી નિરવદ્ય ભાષા સત્ય ભાષા કહેવાય છે.

**અસત્ય ભાષા**—જે પદાર્થ જે સ્વરૂપમાં નથી તેને તે સ્વરૂપમાં કહેવો તે અસત્ય ભાષા છે. અથવા સંતો માટે અહિતકારી સાવદ્ય ભાષા અસત્ય કહેવાય છે.

**સત્યાસત્ય (મિશ્ર) ભાષા**—જે ભાષા સત્ય છે અને મૃષા પણ છે તે સત્યાસત્ય (મિશ્ર) ભાષા છે.

**અસત્યામૃષા (વ્યવહાર) ભાષા**—જે ભાષા ન સત્ય છે, ન અસત્ય. એવી આમન્ત્રણા, આજ્ઞાપના આદિની વ્યવહાર ભાષા અસત્ય-મૃષા ભાષા કહેવાય છે. તેનું બીજું નામ વ્યવહાર ભાષા છે.

—પન્નવણા ભાષા પદ ૧૧

## ૨૭૪-અસત્ય વચનના ચાર પ્રકાર

પ્રાણીઓ માટે પીડાકારી અને ઘાતક, પદાર્થોનું અયથાર્થ સ્વરૂપ બતાવનાર અને મુમુક્ષુ મુનિઓના મોક્ષના ઘાતક વચનો અસત્ય વચનો છે. તેના ચાર ભેદ.—

૧. સદ્ભાવ પ્રતિષેધ, ૨. અસદ્ભાવોદ્ભાવન,
૩. અર્થાન્તર, ૪. ગર્હા.

**૧. સદ્ભાવ પ્રતિષેધ**—વિદ્યમાન વસ્તુનો નિષેધ કરવો તે સદ્ભાવ પ્રતિષેધ છે. જેમકે એમ કહેવું કે આત્મા, પુણ્ય, પાપ આદિ નથી.

**૨. અસદ્ભાવોદ્ભાવન**—અવિદ્યમાન વસ્તુનું અસ્તિત્વ બતાવવું તે અસદ્ભાવોદ્ભાવન છે. જેમકે એમ કહેતુ કે આત્મા સર્વવ્યાપી છે. ઈશ્વર જગતના કર્તા છે, ઇત્યાદિ.

૩. અર્થાન્તર—એક પદાર્થને બીજો પદાર્થ બતાવવો તે અર્થાન્તર છે, જેમકે ગાયને ઘોડો બતાવવો.

૪. ગર્હા—કોઇના દોષ પ્રકટ કરી પીડાકારી વચન કહેવાં તે ગર્હા (અસત્ય) છે. જેમકે કાણાને કાણો કહેવો.

—દશવૈકાલિક સૂત્ર, અધ્યયન ૬

## ૨૭૫-ચતુષ્પદ તિર્યંચ પંચેન્દ્રિયના ચાર ભેદ

૧. એક ખરીવાળાં, ૨. બે ખરીવાળાં,
૩. ગંડીપદાં, ૪. સનખપદા.

**એક ખરીવાળાં (એકખૂર)**—જેના પગમાં એક ખરી હોય, જેમકે ઘોડા, ગધેડા વગેરે

**બે ખરીવાળાં (દ્વિખૂર)**—જેના પગમાં બે ખરી હોય, જેમકે ગાય, ભેંસ વગેરે.

**ગંડીપદાં**—સોનીની એરણને ઘાટે પગ હોય તેવાં તિર્યંચ, જેમકે હાથી, ઊંટ વગેરે.

**સનખપદાં**—જેના પગમા નખ (નહેરવાળા) હોય તે સનખપદ તિર્યંચ, જેમકે સિંહ, ચિત્તો, કૂતરા વગેરે.

—ઠાણાંગ ૪, સૂત્ર ૩૫૦

## ૨૭૬-પક્ષી ચાર

૧. ચર્મ પક્ષી, ૨ રોમ પક્ષી,
૩. સમુદ્ગક પક્ષી, ૪. વિતત પક્ષી.